## કોણ શૂરો ?

### મનહર છંદ.

પચીસ સેં વર્ષપર બંગાળાનો રાજપૂત્ર,
*શાકયસિંહ સભા ભરી, બીરાજ્યો ઉમંગથી;
ભાટ અને કવિઓએ, યુદ્ધનું વર્ણન કરી,
સંગ્રામે શૂરો તેને, વખાણ્યો શૂરો કથી;
કુદરતી ખ્યાલ આવ્યે, શાકયસિંહે એમ કહ્યું—
" જીવને સંહારવો તે કામ હીણું સર્વથી; "
" જીવ હિંસા તજે અને તજાવે તે પૂરો શૂરો, "
"**મોતી** એથી જગતમાં બીજો શૂરો કો નથી."

---

## કોને ધન્ય ?

### મનહર છંદ.

ધર્મ નીતિ રીતિ થકી, ભર્ત્તખંડ ભરપૂર,
કાદોકદમીથી જેને, માંસનો ધિક્કાર છે;
બીજાને જે બોધ દેતા, તેહના તનુજો હાલ,
દારૂ માંસ માંહી ડુબ્યા, શોચ એ અપાર છે;
યુરોપ ને અમેરિકા—ખંડ માંસાહારી અતિ,
છતાં સુજ્ઞ જન ઘણા, માંસ તજનાર છે;
એવા જન તણી એક, મંડળી સ્થાપન થઇ,
**મોતી " વેજીટેરિયન "** ધન્ય લક્ષ વાર છે.

---

* એનું બીજું નામ ગૌત્તમબુદ્ધ.

# અર્પણ પત્રિકા.

## દોહરો.

દયા ધર્મ ફેલાવવા, જેનું મન ઉજમાળ;
એવાને અર્પણ કરૂં, આ પુષ્પોની માળ.

લી. દયા–ધર્મ પ્રસારકનો ચર્ણરજ
મો. મ. શાહ.

---

" Farewell ta cruelty, pain and blood,
Farewell to the habits of tigerhood;
Return to the dream of Paradise days,
To songs of love and to garden lays,
Forget the evil way of our West,
The feasts of blood which make Europe
unblest.
Let Sympathy find a home in the breast,
And in patience and labour and love find
rest."

A. J. C. LUCERNE.

# આ પુસ્તક વિષે અભિપ્રાય.

આ પુસ્તકની લખેલી પ્રત વિદ્વાનો તરફ મોકલતાં તેઓની તરફથી લખાઇ આવેલા અભિપ્રાયો પૈકી માત્ર બે આ નીચે ટાંક્યા છે:—

I have cursorily looked into પ્રાણી હિંસા અને પ્રાણી ખોરાક નિષેધક manuscript compiled by Mr. Motilal Mansukharam, and am of opinion that the book contains a fund of useful information on the subject. What struck me particularly was the copious and numerous references and quotations from the various scriptures of the Mahomadons, Parsees and Christions. It is impossible in the face of this fomidadle array of arguments, to defend the slaughter of animals for human food. I wish the book every success. I am firmly persuaded that those who patiently and impartially weigh the arguments and authorities cited in the book will be entirely convinced of the truth it preaches. The service which Mr. Motilal Mansukhram will render to the society at large can not be too highly estimated. I recommend the book strongly for the perusal of every well-wisher of the poor dumb souls—the animals........

(Sd.) K. S. Dave. M. A.

Late Professor of History & Political Economy, at the Gujarat College—Ahmedadad.

---

I have read this interesting little book written in easy and pure Gujarati. It puts together much information worth perusal. I wish it every success.

(Sd.) N. D. CHHATRAPATI; L. M. & S.

Late asst. Surgeon—B. J. Medical School

AHMEDABAD.

આ જગતમાં વસેલાં સર્વે પ્રાણીઓનો આત્મા સરખા છે, અને મરવાનો ભય અને જીવવાની આશા એ પણ સરખાં છે; તો શું દરેક પ્રાણીને પોતાનું જીવતર વહાલું નહિ હોય? અલબત, છે જ. તો શા માટે કોઇ પણ પ્રાણીની હિંસા કરવી જોઇએ? વળી **હિંસા કરવાથી** પાપ થાયછે અને તેથી મુઆ પછી દુર્ગતિ પમાયછે એટલું જ નહિ પણ **આ લોકમાં** પણ ઘણાં નુકશાનો ભોગવવાં પડેછે. તેમાં મૂખ્ય તો એ છે કે—ગાય, ભેંસ, બળદ વગેરે ઉત્પાદક પ્રાણીઓનો વધ થવાથી અનાજ, ઘી વગેરે પોષ્ટિક પદાર્થોની નીપજ ઓછી થઈ આ દેશની હાલત ખરાબ થઇછે અને થતી જાયછે. તેમ જ **માંસભક્ષણથી** પણ પાપ થાયછે અને તેથી દુર્ગતિ પમાયછે, એટલું જ નહિ પણ તેથી માણસની **તન્દુરસ્તી, નીતિ અને દ્રવ્યને હાની પહોંચેછે.** સબબ **હિંસા** અને **માંસભક્ષણ** તજી દેવામાં આવે તો માણસોનું આલોકમાં શ્રેય થાય અને મુઆ પછી દુર્ગતિમાં જતાં બચે. માટે એ અગત્યના બે સવાલ પર ઉપયોગી પુસ્તક પ્રકટ કરવાની જરૂર જોઇછે.

આ પુસ્તકનાં ચાર પ્રકરણ કર્યાંછે: પહેલા પ્રકરણમાં પ્રાણી માત્રનું ઓળખાણુ કરાવવા સારૂ તેના વર્ગનું વર્ણન કર્યુંછે; બીજા પ્રકરણમાં તેઓની હિંસા નહિ કરવા વિષે અને ત્રીજા પ્રકરણમાં માંસભક્ષણ નહિ કરવા વિષે વર્ણન કર્યું છે; ચોથા પ્રકરણમાં હિંસા અને માંસભક્ષણ નહિ કરવા વિષે જૂદા જૂદા ધર્મનાં શાસ્ત્રોનાં પ્રમાણો અને દાખલા દલીલો તથા પ્રખ્યાત કવિઓ અને ડૉકટરો વગેરેના મતો ટાંક્યા છે.

હિંસા ઘણા કારણોથી કરવામાં આવેછે, તેમાં મૂ-

ખ્ય કારણ માંસભક્ષણનું છે; માટે માંસાહાર તજી દેવામાં આવે તો હિંસા થતી ઘણા ભાગે બંધ થાય. આ કારણથી આ પુસ્તકમાં હિંસાનિષેધની સાથે માંસભક્ષણ નિષેધ વિષે પણ વિસ્તારથી લખ્યું છે.

કદાચ ઉંચવર્ણના હિંદુઓ ધારશે કે **આ દેશમાં** માંસાહાર માટે હિંસા કરનારનો ઘણો ભાગ ક્ષત્રીઓ તથા નીચવર્ણના હિંદુઓ, મુસલમાનો, પારસીઓ અને ઇંગ્રેજોનો છે. તેથી આ પુસ્તક વાંચવાથી માત્ર તેઓને જ બોધ મળે તેમ હશે, પણ એમ નથી. ઉંચ વર્ણના હિંદુઓમાં પણ માંસાહાર સિવાય બીજાં કારણોથી હિંસા થતી જોવામાં આવે છે, (જેનું વર્ણન આ પુસ્તકમાં વિસ્તારથી કર્યું છે) તેથી આ પુસ્તક વાંચવાથી ઉંચ વર્ણના હિંદુઓને પણ બોધ મળે તેમ છે. તાત્પર્ય કે આ પુસ્તક દરેક કોમ અને દરેક ધર્મનાં મનુષ્યોને ધ્યાન આપી વાંચવા લાયક છે.

ક્ષત્રી વગેરે હિંદુઓ, મુસલમાનો, પારસીઓ અને ક્રિશ્ચિયનો કહેછે કે:—' માંસાહાર માટે હિંસા કરવાનું અમારાં ધર્મશાસ્ત્રોનું ફરમાન છે, તેથી અમને તે કામ કરવામાં પાપ લાગતું નથી." તથા કેટલીક કોમનાં માણસો કહેછે કે—"દેવ નિમિત્તે હિંસા કરવાનું અમારાં ધર્મશાસ્ત્રોમાં પુણ્ય લખેલું છે." પરંતુ આ કહેવું તેમનું તદ્દન ભૂલ ભરેલું છે; કારણ કે કોઇપણ ધર્મના કોઇપણ પુસ્તકમાં કોઇપણ કારણથી **હિંસા અને માંસભક્ષણ** કરવાની પરવાનગી અથવા છૂટ આપેલી નથી પણ ઉલટી મનાઇ કરેલી છે. આ વિષે આ પુસ્તકના **ચોથા પ્રકરણમાં** હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તિ ધર્મશાસ્ત્રોનાં પ્રમાણો અને દાખલા દલીલો ટાંકી સાબિત કરી આપ્યું છે કે—" **હિંસા અને માંસભક્ષણ કરવાનો તમામ ધર્મનાં શાસ્ત્રોમાં સખત મનાઇ કરેલી છે.**"

કદાચ 'હિંસા અને માંસભક્ષણ' કરવાનું ફરમાન કોઈ ધર્મપુસ્તકમાં મળી આવે તો તે શાસ્ત્રકારનું લખેલું નથી પણ પાછળથી કોઈ ધર્મગુરૂ કે બીજા કોઈ સખસનું લખેલુ છે, અથવા લોકો ખોટા તરજુમા કરી એવો અર્થ કરી બતાવે છે એમ સમજવું.

હવે કોઈ એમ સવાલ કરશે કે, જ્યારે સર્વ ધર્મનાં શાસ્ત્રોમાં 'હિંસા અને માંસભક્ષણ' કરવાની મનાઈ કરેલી છે, ત્યારે આ દુષ્ટ રીવાજો શાથી પડયા હશે? તેનો ખુલાસો કે, દુષ્કાળ અથવા લડાઈના વખતમાં માણસોને અનાજ નહિ મળવાથી જનાવરોના માંસનો ખોરાક ખાવો પડયો હશે. અને પછીથી તે તેઓને સ્વાદિષ્ટ લાગવાથી સારા વખતમાં પણ એ રીવાજ ચાલુ રહ્યો હશે; પછી થોડે થોડે વધતો ગયો હશે. અને હિંસાનો રીવાજ, પ્રથમ માંસભક્ષણના અર્થે ચાલુ થયો હશે; પછીથી લોકો નિર્દય અને ક્રૂર બનવાથી બીજા પ્રકારની હિંસાઓ કરતાં શીખ્યા હશે.

અદ્યાપિ સૂધી ઉંચ વર્ણના હિંદુઓ, ધર્મના બહાને અથવા દયાની ખાતર **માંસ ખોરાક** તજી દેવા બીજાઓને ઉપદેશ કરતા આવ્યાછે; પણ હાલમાં તો યુરોપ અને અમેરિકાના લોકો એ કારણો સિવાય માંસખોરાક તન્દુરસ્તી, નીતિ અને દ્રવ્યને હાનીકારક છે એમ **અનુભવથી** સિદ્ધ કરી તે ન ખાવા બીજાઓને ઉપદેશ કરવા બહાર પડયા છે. તેઓએ વનસ્પતિ ખોરાક પર નિર્વાહ કરનારી '**વેજીટેરિયન** સોસાઇટી' સ્થાપી છે, તેમાં હજારો મેંબરો દાખલ થયાછે અને થતા જાયછે. જેઓ માંસ ખાનારી ઓલાદનાં પેટે અવતરેલા અને જન્મથી માંસખોરાક ખાઇને ઉછરેલા એવા માંસાહારી માણસો બીજાઓને માંસખોરાક નહિ ખાવાનો ઉપદેશ કરવા બહાર પડયાછે એ શું ઓછી નવાઇની વાત છે? શું તેઓએ માંસખોરાકમાં ઘણાં નુકશાનો અને

વનસ્પતિ ખોરાકમાં ઘણા ફાયદા જોયા સિવાય પોતાનો ઘણા વરસનો જુનો રીવાજ છોડી દેઈ વનસ્પતિ ખોરાકનો નવો રીવાજ પસંદ કર્યો હશે? આપણે સઘળા એમ તો કબૂલ કરીએછીએ કે યુરોપ અને અમેરિકા ખંડના લોકો દુનિયામાં સહુથી વિદ્યા, કળા, હુન્નર અને શોધમાં ચઢીઆતા છે તો તેઓએ કરેલો આ નવો શોધ લાભકારક કેમ નહિ હોય? વળી આપણા રાજ્યકર્ત્તા ઇંગ્રેજોની નકલ કરવા હિંદુસ્તાનની તમામ પ્રજા ઉત્સુક રહેછે તો તેઓએ સ્થાપેલી આ વેજીટેરિયન મંડળીની નકલ કરી બીજાઓએ માંસખોરાક શા માટે તજવો ન જોઇએ?

આ પુસ્તક લખવાનો હેતુ કોઈ કોમની કે કોઇ ધર્મની નિંદા કરવાનો નથી, પણ **હિંસા અને માંસભક્ષણ** કરતાં અટકાવવાનો છે; માટે તત્સંબંધમાં સદ્બોધ આપવાને અર્થે કાંઈ સખત લખાયું હોય અથવા પરભાષાના કે શાસ્ત્રોના અજાણપણાના લીધે અયોગ્ય કે ભૂલ ભરેલું લખાયું હોય તેના માટે વાચકવર્ગની ક્ષમા ચાહુંછું.

**વિસલપુર**, તાબે અમદાવાદ.
તા. ૨૫–૮–૯૮ } **મો. મ. શાહ.**

## ( દ્વિતિયાવૃત્તિની. )

પ્રથમાવૃત્તિની એક હજાર પ્રતો ટુંક મુદતમાં ખપી જવા છતાં વખતના અભાવે દ્વિતિયાવૃત્તિ છપાવવાનું અદ્યાપિ સુધી બની શકયું નહિ હતું. હાલમાં કેટલાક સદ્ગૃહસ્થોના અત્યાગ્રહથી દ્વિતિયાવૃત્તિ છપાવવાની તક લીધીછે તેમ જ મારવાડ, મેવાડ અને પંજાબના સદ્ગૃહસ્થો યોગ્ય આશ્રય આપશે તો હીંદી ભાષા અને બાળબોધ લિપિમાં તૃતિયાવૃત્તિ બહાર પાડીશું.

'જૈનહિતેચ્છુ' ઑફિસ–**અમદાવાદ.**
તા. ૨૫–૨–૧૯૦૭ } **મો. મ. શાહ.**

# प्राणीहिंसा अने प्राणीखोराक निषेधक.

## પ્રકરણ ૧ લું.

### પ્રાણી વર્ગ વર્ણન.



આ સૃષ્ટિમાં પુષ્કળ પદાર્થો આપણી નજરે પડે છે, તે સર્વ એક સરખા નથી. કેટલાક પદાર્થો **સજીવ** છે અને કેટલાક **નિર્જીવ** છે. જે સજીવ છે તેમને તેમનો જીવનવ્યાપાર ચલાવી શકે એવાં કેટલાંક સાધનો હોયછે, માટે તે **સાધનસંપન્ન** પદાર્થો ગણાયછે; અને જે નિર્જીવ છે તેમને સાધનો હોતાં નથી, માટે તે **સાધનવિનાના** પદાર્થો ગણાયછે. **સાધનસંપન્ન** પદાર્થોમાં કેટલાક **કેવળ કર્મસાધનસંપન્ન** અને કેટલાક **કર્મસાધન** અને **જ્ઞાન સાધન** એ બન્ને સાધનો સંપન્ન છે.

આ સઘળા પદાર્થોના હાલના વિદ્વાનોએ ત્રણ વિભાગ ઠરાવેલા છેઃ-ખનિજ, ઉદ્‌ભિજ અને પ્રાણિજ.

ખનિજ ( એટલે ખાણમાંથી ઉત્પન્ન થનાર.) પદાર્થો નિર્જીવ છે. તેમને સાધનો આપ્યાં નથી માટે તે સાધન વિનાના પદાર્થો ગણાયછે.

*ઉદ્‌ભિજ ( એટલે વનસ્પતિ ) અને પ્રાણિજ ( એ-

---

* ઉદ્‌ભિજ—( ઉત્+ભિજ ) ઉત્ એટલે બહાર અને ભિદ્-ભિજ એટલે ફોડવું. પૃથ્વી ફોડીને જેનું બહાર નીકળનાર બીજ તે.

## (૧) કરોડવાળાં પ્રાણી; (૨) માંસરૂપી પ્રાણી; (૩) સાંધાવાળાં પ્રાણી; (૪) સૂર્યમૂખી આકારનાં પ્રાણી. એ ચારે વર્ગનું વર્ણન તથા જાતો.

(૧) કરોડવાળાં પ્રાણી ઘણાં ઉપયોગી છે. તેઓને હાડકાંનું પાંજરૂં હોય છે, તેથી તેમના માંહેલા ભાગ તે પાંજરામાં મજબુત રહ્યાછે. એ પાંજરાનો મૂખ્ય ભાગ બરડાની કરોડ છે. આ વર્ગના પ્રાણીને રાતું લોહી હોયછે, અને પાચન કરવાને, શ્વાસ લેવાને, લોહી ફરવાને, સાંભળવાને, જોવાને, સુંઘવાને અને ચાખવાને જૂદાં જૂદાં અંગો છે. એ વર્ગમાં પણ ચાર જાત કરેલી છે: ૧ આંચળવાળાં; ૨

---

**चतुर्विधम्**.॥ એટલે શરીર **જરાયુજ, અંડજ, સ્વેદજ** તથા ઉદ્‌ભિજના ભેદે કરી ચાર પ્રકારનું છે. **જરાયુજ** એટલે (જરાયુ=ઓર+જ=જન્મેલા) જેના ગર્ભને સૂક્ષ્મ ચર્મ વિંટાએલુંછે તે; જેવાં કે–મનુષ્ય, પશુ વગેરે: **અંડજ** એટલે જેની ઈંડાંથી ઉત્પત્તિ છે તે; જેવાં કે–પક્ષી, મઘર, સર્પ, માંછલાં, કાચબા વગેરે: **સ્વેદજ** એટલે જેની ઉત્પત્તિ પરસેવાથી છે તે; જેવાં કે–ડાંસ, મચ્છર, જુ, માંકડ, વગેરે: અને **ઉદ્‌ભિજ** એટલે વનસ્પતિ. વનસ્પતિ પણ પ્રાણીની પેઠે સજીવ અને સાધનસંપન્ન પદાર્થ છે. અને જ્ઞાનસાધન અને ગતિ બાદ કરીએ તો તેની વ્યવસ્થા બહુધા પ્રાણીઓના જેવીજ છે. પ્રાણી શબ્દનો મૂળ અર્થ "જીવવાળો" અથવા "શ્વાસ લેનારો" એવો થાય છે, તો વનસ્પતિમાં પણ જીવ અને શ્વાસ લેવાની શક્તિ છે. અને કેટલાક કહેછે કે, તેનામાં જ્ઞાનશક્તિ પણ છે. (રીસામણીનો વેલો જુઓ.) જો આ પ્રમાણે ગણીએ તો વનસ્પતિમાં માત્ર ગતિ પ્રાણીથી ઓછી ગણાય: આ કારણથી પ્રાચીન વિદ્વાનોએ વનસ્પતિને **સ્થાવર પ્રાણી** (સ્થીર રહેનાર) અને પ્રાણીને **જંગમ પ્રાણી** (એક ઠેકાણેથી બીજે ઠેકાણે જનાર) લખેલાં છે. (જુઓ પ્રમાણ સહસ્રી–સૃષ્ટી પ્રકરણ.)

પક્ષી; ૩ પેટે ચાલનારાં અને ૪ માછલાં.

(૨) **માંસ** રૂપી પ્રાણીને હાડકાં હોતાં નથી, પણ કેટલાંકને બે કે વધારે કડકાની છીપ હોય છે, તેને તે વળગી રહેછે. એ પ્રાણીનું લોહી ધોળું કે આસમાની રંગપર હોયછે, અને તેમની ચામડી બહેર મારી ગયા જેવી છે, ને ગતિ ગણી ધીમી હોયછે. એ વર્ગમાં પરમેશ્વરની ગાય, છીપમાં રહેનારાં માછલાં વગેરે છે. એ વર્ગની ૭ જાત કરેલી છે. ૧ માથા આગળ પગવાળાં; ૨ પાંખ જેવા પગ વાળાં; ૩ પેટે ચાલનારાં; ૪ માથા વગરનાં; ૫ પગને બદલે હાથવાળાં; અને ૬ પગને બદલે વાળ વાળાં જનાવર.

(૩) **સાંધાવાળાં** પ્રાણીને ઘણા સાંધા અથવા ગાંઠા હોયછે. એની ચાર જાત કરેલી છે. ૧ વીંટી વીંટીવાળાં; ૨ પોપડીવાળાં; ૩ કરોળીઆ જેવાં; અને ૪ જંતુ.

(૪) **સૂર્યમૂખી** આકારનાં પ્રાણી ઘણાં નાનાં હોય છે, અને તેમની રચના વનસ્પતિને મળતી આવેછે, કેમકે એક મધ્ય બિંદુથી જાણે ડાંખળી ફુટેલી હોય તે પ્રમાણે તેમનાં અંગ ફુટેલાં માલુમ પડે છે. એ વર્ગની પાંચ જાત કરેલી છે. ૧ ખરખચડી ચામડી વાળાં; ૨ કૃમી; ૩ ફરડાનારાં; ૪ બહુ પગી; અને ૫ પોરા.

## वर्ग पहेलो—करोड वाळां प्राणी.

૧ પહેલી જાત આંચળવાળાં જનાવરની છે, તેના નવ પ્રકાર છે:—

(૧) બે હાથ વાળાં:—તેમાં ફક્ત માણસ છે.

(૨) ચાર હાથવાળાં:—તેમાં વાંદરાં, માંકડાં અને એવાં બીજાં જનાવર છે.

(૩) શિકારી:—તેના ત્રણ ભેદ છે. (૧) એક તો

હાથ ને પાંખ વાળાં જનાવર, એમાં વાગોળ, ચામાચીડીઊં, વગેરે છે; (૨) બીજો જીવડાં ખાનાર જનાવર, એમાં ચેણ અથવા છછુંદર, શેળો વગેરે; અને (૩) ત્રીજો ભેદ માંસ ખાનારાં. એ છેલ્લા ભેદમાં ત્રણ ભાગ છે. એક, પગે ચાલનારાં; બીજો, પંઝે ચાલનારાં; અને ત્રીજો, પાણી ને જમીન બન્ને ઠેકાણે રહેનારાં. પગે ચાલનારાં જનાવરમાં રીંછ વગેરે છે; પંઝે ચાલનારાં જનાવરમાં કૂતરો, બિલાડી, સિંહ, તરસ, શિયાળ, વરૂ, લોંકડી વગેરે છે. ત્રીજા ભાગમાં સીલ અને દરીઆઇ ઘોડો વગેરે છે.

( ૪ ) કોથળી વાળાં;—તેમાં આસ્ટ્રેલિઆનું કાંગારૂં જનાવર છે. આ જનાવરને પેટ આગળ કોથળી જેવું હોય છે. એનાં બચ્ચાં એવાં અધૂરાં જન્મે છે કે તેમને હાથ પગ કાંઈ દેખાતા નથી, અને મોંને ઠેકાણે તો માત્ર કાણુંજ હોયછે, તેથી તે જ્યાં સુધી પોતાને માટે ખાવાનું શોધી કાઢે તેવડાં મોટાં થાય ત્યાં સુધી માને પેટે કોથળી હોયછે તેમાં રહેછે.

( ૫ ) કરડનારાં;—તેમાં ખીસકોલી, ઉંદર, કોળ, બીવર, શાહુડી, સસલાં અને વણીઅર વગેરે છે. આ જનાવરના મોંમાં રાક્ષીઓ નથી, તેથી એનાથી વાઘની પેઠે ખોરાક ફડાતો પણ નથી પણ આગળના દાંત વતી કરડી કરડીને કડકા કરે છે એજ કારણથી એનું નામ કરડનારાં પાડ્યુંછે.

(૬) આગલા દાંત વગરનાં;—તેમાં સ્લોથ એટલે વજ્રકીટ અને આરમાડિલો વગેરે છે. તેઓ દાંત વગરના અથવા લઘુ દાંતવાળા હોય છે તેથી તેમાંનાં કેટલાંક (સ્લોથ ) પાંદડાં ખાઇને અને આરમાડિલો વગેરે કીડીઓ ખાઇને જીવેછે.

(૭) જાડી ચામડીવાળાં;—તેના ત્રણ ભેદ છે: એક તો સૂંઢવાળાં પ્રાણી. તેમાં માત્ર હાથી છે. બીજા ભેદમાં જળઘોડો, ગેંડો અને ભૂંડ વગેરે છે. અને ત્રીજામાં દાબડા જેવી ખરીવાળાં, તેમાં ઘોડો, ગધેડો, ખચ્ચર અને ઝીબ્રા વગેરે છે.

(૮) વાગોળનારાં;—તેના બે ભેદ છે. એક, શીંગડાં વગરનાં; તેમાં ઊંટ અને કસ્તુરી મૃગ છે. બીજો ભેદ શીંગડાં વાળાં, તેમાં હરણ, સાબર, મેંઢો, બકરો, જિરાફ, ગાય, ભેંસ, રેનડીઅર વગેરે છે.

(૯) વ્હેલ જેવાં;—તેના બે ભેદ છે: પહેલા ભેદવાળાં પ્રાણીને ચપટું તાળવું અને દાંત હોય છે, તે પાણીમાં રહે છે તોપણ ઝાડનાં પાંદડાં ખાવાને કિનારે આવેછે. બીજા ભેદના પ્રાણીને માથામાં કાંઇ કાણા જેવું હોયછે. એ જનાવર ઘણું પાણી મોંમાં રાખીને તેમાંનાં નાનાં નાનાં માછલાં મોંમાં રાખેછે, ને પાણીને નસકોરાંમાં ઉતારીને પેલાં કાણાં વાટે કાઢી નાખેછે.

૨ બીજી જાત પક્ષીની છે તેના છ પ્રકાર છે:—

(૧) વાંકી ચાંચવાળાં;—તેમાં ગીધ, ગરજણ, ગરૂડ, સમળી બાજ અને ઘુડ વિગેરે છે.

(૨) સીધી ચાંચ વાળાં;—તેમાં કાગડા, લક્કડખોદ, ચાસ, સારસ વગેરે છે.

(૩) નરમ ચાંચવાળાં;—તેમાં ચકલી, કૂકડી, કબુતર, દેવચકલી, હોલા વગેરે છે.

(૪) પાણી ઉપર ચાલનારાં;—તેમાં જળકૂકડી, બતક, હંસ અને રાજહંસ વગેરે છે.

(૫) બે આંગળાં આગળ અને બે આંગળાં પાછળ

હોય છે એવાં;—તેમાં મોર. કોયલ, પોપટ, મેના, કાકાક ઉવા, દેવતરસ્યો વગેરે છે.

(૬) કાદવમાં ચાલનારાં;—તેમાં બગલાં વીગેરે છે.

૩ ત્રીજી જાત પેટેચાલનારાં જનાવરની છે તેના ચાર પ્રકાર છે:—(૧) કાચબા; (૨) ગરોળી જેવાં; (૩) સાપ જેવાં; અને ૪ દેડકાં. બીજા પ્રકારનાં ગરોળી જેવાં જ- નાવરોમાં ૭ ભેદ છે: ૧ મગર, ૨ ગરોળી, ૩ પાટલાઘો, ૪ ચંદનઘો, ૫ સરડા અથવા કાકીંડા અને ૬ સાપબામણી.

ત્રીજા પ્રકારનાં સાપ જેવાં જનાવરમાં ત્રણ ભેદ છે:

૧ સાપ, ૨ *નાગ, ૩ ચાકળ.

૪ ચોથી જાત માછલાંની છે તેના બે પ્રકાર છે.

(૧) કઠણ હાડકાં વાળાં અને (૨) નરમ હાડકાંવાળાં.

પહેલા પ્રકારનાં કઠણ હાડકાં વાળાં માછલાંના પાંચ પ્રકાર છે: ૧ કાંટાકાંટાવાળી પાંખ વાળાં, ૨ નરમ પાંખ વાળાં, તેમાં કૉડમાછલું છે. ૩ બામ, ૪ ગાંઠ વાળી ઝાલ રનાં, તેમાં સીહાર્સ છે, અને ૫ ગાલ વળગેલાં, તેમાં સ- નફિશ છે. બીજા પ્રકારનાં નરમ હાડકાં વાળાં માછલાંના બે ભેદ છે: એકની ઝાલર જેમ હલાવેછે તેમ હાલેછે અને બીજાની હાલતી નથી. આ બીજા ભેદમાં શાર્ક અને લામ્પ્રે નામે માછલાં છે.

## વર્ગ બીજો—માંસ રૂપી પ્રાણી.

(૧) પહેલી જાત માથા આગળ પગવાળાં જનાવરની છે તેના ૭ પ્રકાર છે:—આ જાતનાં જનાવરનું શરીર કોથ- ળી જેવું હોયછે. એ કોથળીમાંથી માથું નીકળે છે. અને માથામાં બે મોટી આંખો અને બીજા કેટલાક સુંવાળા ભા-

---

* નાગ એટલે ફેણવાળો સાપ.

ગ હોયછે; એ વડે તે આગળ ચાલે, પાણીમાં તરે, અને તેમનો ખોરાક પકડે ને ખાય. એમાં મૂખ્ય કટલમાછલી, નાટિલસ અને પેપર નાટિલસ છે. કટલ માછલીના શરીરમાં કાળું પાણી રહે છે, તેથી તેને કોઇ પકડવા આવે ત્યારે ચોમેર દરીઆનું પાણી કાળું કરી નાખેછે તેથી તે પકડાતી નથી.

(૨) બીજી જાત પાંખ જેવા પગવાળાં જનાવરની છે; તેમની ડોક આગળ બેમેર પાંખ જેવા પગ હોયછે, તે વડે તેઓ તરેછે. એ વગર બીજાં અંગ નથી. તેઓ એટલાં પારદર્શક હોયછે કે તેની માંહેના અવયવો દેખાયછે. તે ઘણાં નાનાં હોયછે.

(૩) ત્રીજી જાત પેટે ચાલનારાં જનાવરની છે. એના ઘણા પ્રકાર છે. પણ સઘળાંના પેટ આગળ સુંવાળું માંસ જેવું હોય છે, તે વડે તેઓ પેટે ચાલેછે. અળશીઆં, પરમેશ્વરની ગાય અને બીજાં છીપવાળાં જનાવર એ પ્રકારનાં છે.

(૪) ચોથી જાત માથાં વગરનાં જનાવરની છે. તેમને માથું હોય એવું દેખાતું નથી, પણ મોઢું ઢંકાયેલા જેવું માલુમ પડેછે. એ બધાં પાણીમાં રહેછે, અને તેમના ઉપર બે કડકાવાળી છીપ હોયછે. મોતી આ જાતનાં જનાવરની છીપમાંથી નીકળેછે. તેને કાળુ માછલી કહેછે.

(૫) પાંચમી જાત પગને બદલે હાથવાળાં જનાવરની છે. એને પગને બદલે બે હાથ હોય છે, ને એ હાથને ઘણા રેસા રેસા છે એ રેસા તેની મરજીમાં આવે ત્યારે છીપમાંથી કાઢે ને માંહે ઘાલી દે. એની છીપ બે કડકાની હોય છે.

(૬) છઠ્ઠી જાત પગને બદલે વાળ વાળાં જનાવરની

છે. એના ઉપર છીપ હોયછે. એ જનાવર ખડક નીચે, વહાણને તળીએ, લાકડે, અને વ્હેલને કે કાચબાને તળીએ પણ ચોંટી રહેછે.

## વર્ગ ત્રીજો—સાંધા વાળાં પ્રાણી.

(૧) પહેલી જાત વીંટી વીંટીવાળાં જનાવરની છે, તેના ત્રણ પ્રકારછે:—

૧ નળી જેવું હોયછે તેમાં રહેનારાં; ૨ ઝૂમખા જેવી ઝાલર વાળાં; અને ૩ શરીરનાં કાણાંથી શ્વાસ લેનારાં. અળશીઆં અને જળો એ પ્રકારનાં છે. જળોના પંદર ભેદ છે. તેમાં બે ભેદની જળો રોગ ઉપર કામ લાગે છે.

(૨) બીજી જાત શરીર ઉપર પોપડી વાળાંની છે. એમનાં અંગ સાંધા સાંધા વાળાં હોય છે. એ જનાવરનું એકાદું અંગ ટૂટી ગયું હોય તો પાછું આવે છે. તેઓને ચાર મૂછ, બે આંખો અને ઝાલર હોયછે. કેટલાંકને કાન પણ હોય છે, એના ૭ પ્રકાર છે.

(૩) ત્રીજી જાત કરોળીઆ જેવાં પ્રાણીની છે. તેમના બે પ્રકાર છે:—

૧ ફેફસાં વતી દમ લેનારાં અને ૨ વાની નળી વતી દમ લેનારાં. તેમને ૭ થી આઠ સૂધી આંખો અને આઠ પગ હોયછે. કરોળીઆ અને વીંછી એ પ્રકારમાં છે.

(૪) ચોથી જાત જંતુની છે. તેઓના બાર પ્રકાર છે:—

૧ બહુપગા; એમાં કાનખજૂરા અને ભાદરવા વગેરે છે. ૨ પૂછડી વતી ચાલનારા; ૩ જૂની જાત; ૪ લોહી ચૂસનારા; એમાં ચાંચડ વગેરે છે. એ ચાર પ્રકારને પાંખ નથી. ૫ કઠણ પાંખવાળા; એમાં ભમરા વગેરે છે. ૬ સીધી પાંખ વાળાં; એમાં ફૂદાં, કખડમાકડી, તીતીઘોડા અને તીડ વ-

ગેરે છે. ૭ અર્દ્ધ પાંખુવાળા; એમાં માંકડ, મગત્રાં વગેરે છે. ૮ ચળકતી પાંખવાળા; એમાં લીલી માંખ વગેરે છે. ૯ ચામડીવાળી પાંખવાળા; એમાં મધમાખ વગેરે છે. ૧૦ ભીંગડાંવાળી પાંખવાળા; એમાં પતંગીઆં છે. ૧૧ ગુંથાયેલી પાંખવાળા અને ૧૨ બે પાંખવાળા; એમાં મચ્છર, માંખ, ડાંસ વગેરે છે.

## वर्ग चोथो--सूर्य मूखी आकारनां प्राणी.

( ૧ ) પહેલી જાત ખરબચડી ચામડીવાળાંની છે. જો એમનો એકાદો તાતણો તૂટી જાય તો, બીજો આવતાં વાર લાગતી નથી. તેઓમાં કેટલાકને મૂછ હોયછે, અને કેટલાંક પગ વગરનાં હોયછે.

( ૨ ) બીજી જાત કૃમિ જનાવરની છે. તે બીજાં કેટલાંક મોટાં જનાવરનાં શરીરમાં રહેછે. કેટલાંક આંતરડાંમાં કરમની પેઠે અને કેટલાંક મગજમાં રહેછે.

( ૩ ) ત્રીજી જાત કરડનારાં પ્રાણીની છે. તે સમુદ્રમાં તરે છે, તે શરીરને લાગ્યાં હોય તો કવચની પેઠે ચેળ આવે છે. એ જીવડાં મરજીમાં આવે તેમ લાંબાં ટુંકાં થઇ જાયછે.

( ૪ ) ચોથી જાત બહુપગી જનાવરની છે, તેને અળશીઆં જેવી ચામડી હોય છે, તે ઉપર ચિત્ર વિચિત્ર રંગ હોયછે. અને તેના મોં આગળ ફૂલની પાંખડીઓની પેઠે ઉપર નીચે મૂછ હોયછે. આ જનાવરને કાપીને કડકા કર્યા હોય તો તે કડકાનાં બીજાં જીવડાં થઇ જાયછે. વળી એવાં પ્રાણીનો એક ભેદ છે, તેમાંથી પરવાળાં થાય છે. એ જાતના કીડામાંથી રસી જેવું નીકળે છે, અને તે જરા વારમાં કઠણ પરવાળાં જેવું થઇ જાયછે, એના દક્ષીણ

મહાસાગરમાં બેટ* થાયછે વાદળી પણ એજ કીડા ઉત્પન્ન કરેછે.

(૫) પાંચમી જાત પોરાની છે. તે ઘણું કરીને બધાં પાણીમાં હોયછે. તેમાં મોટા હોય તે દેખાયછે અને નાના સૂક્ષ્મદર્શકયંત્ર વગર દેખાતા નથી. તે એટલા બધા ઝીણા હોયછે કે સોયના માથા જેટલી જગોમાં હજારો રહી શકે.

આ વર્ગના પ્રાણીમાં ઝાડ જેવાં પ્રાણી પણ છે. એ જનાવરને વચમાં શરીર અને તેમાં એક કાણું હોય છે તે મોં જાણવું. શરીરની ચોમેર બીજા સૂર્યમૂખીની પેઠે તાંતણા તાંતણા નીકળેલા હોયછે, એ તાંતણા વડે ખોરાક લે છે. જેમ આદુના કડકા કરીને રોપીએ ને તેમાંથી જૂદા જૂદા પીલા ફૂટે છે, તેમ એ જનાવરના કડકા કર્યા હોય તો અકેક કડકાના એવાને એવા બીજા જીવ ઉત્પન્ન થાયછે. વળી એના મોંમાંથી પણ બચ્ચાં નીકળે છે. એ જાતનાં પ્રાણી રંગબેરંગી અને ચિત્ર વિચિત્ર હોય છે. વળી એ જાતનાં પ્રાણીમાં એક જાતનાં લખોટી જેવડાં થાયછે, તે પાણીમાં તરેછે ત્યારે રાતે તેમાં દીવા જેવાં ચળકેછે. ઉત્તર મહાસાગરમાં રાતે વહાણ ચાલે છે ત્યારે જાણે દીપમાળામાંજ ચાલતું હોય એમ લાગેછે.

आत्मवत् सर्वं भूतानि पश्येत्.
" સર્વ પ્રાણીના આત્મા પોતાના આત્મા જેવા જાણવા. "

---

* મેન્નદ્વીપ, નાવિકદ્વીપ, સમાજિકદ્વીપ વગેરે ઘણા બેટા એ કીડાથી બનેલા છે.

# પ્રકરણ ૨ જું.

## હિંસા નિષેધ વર્ણન.



પહેલા પ્રકરણમાં પ્રાણી માત્રનું ઓળખાણ કરાવ્યું, હવે આ પ્રકરણમાં તેઓની હિંસા નહિ કરવા વિષે વર્ણન કરીએછીએ.

**હિંસા** એ સંસ્કૃત શબ્દ છે અને તેનો અર્થ ( હિંસ્=મારવું ) કોઇ પ્રાણીને જીવથી મારવું એટલે જીવ રહિત કરવું એવો થાય છે. **વધ, ઘાત, સંહાર, હણવું, મારવું,** એ આ શબ્દના પર્યાય શબ્દો છે.

આ જગતમાં વસેલાં સર્વ પ્રાણીઓના આત્મા આપણા આત્મા જેવા છે; અને એક કીડીથી તે કુંજર (હાથી) સુધીના તમામ પ્રાણીના આત્મા સરખા છે: માત્ર કાયા નાની—મોટી હોયછે. **જેમ દીવાનો પ્રકાશ, સ્થળના પ્રમાણમાં નાનો-મોટો હોય છે, તેમ આત્માનું ચૈતન્ય, પ્રાણીના શરીરના પ્રમાણમાં ઓછું-વત્તું હોયછે.**

માણસનો આત્મા, વાચાશક્તિને લીધે બીજા પ્રાણીના આત્મા કરતાં સુધરતો ગયેલો હોવાથી વધારે ઉંચી પંક્તિનો દેખાયછે; કારણ કે જ્યાં વાચા છે. ત્યાં સમજશક્તિને સુધારવાનું સાધન છે. જનાવરોમાં વાચા નહિ હોવાથી સમજશક્તિ ખીલી તથા વધી શકતી નથી. અને સમજશક્તિ ખીલવાની તેઓને જે કાંઇ થોડી ઘણી તક મળે છે તે ફક્ત પોતાના શરીરનું પોષણ તથા આવી પડતી પીડાના ભયમાંથી રક્ષણ કરવાની તજવીજ તથા ઉપાયો શોધી કા-

ઢવામાં જાય છે. શિયાળ, બિલાડી, કાગડા, ઉ
વગેરે પ્રાણીઓ જે ઘણીખરી વેળા આપણને યુકિત અ
લુચ્ચાઇના દાવ બતાવી છેતરે છે, તે ઉપરના કારણને
ધે જ થાય છે. આ ઉપરથી એટલું તો સહેજ સમજા
કે, દરેક પ્રાણીને થોડી ઘણુ સમજશકિત તો છે, પણ
ચ્ચા નહિ હોવાથી પોતાના શરીરના બચાવ તથા પોષણ
માટે જેટલી અક્કલ વાપરવી પડે છે, તેથી તેઓ વ
વાપરતાં નથી; તેથી તેઓ આપણને તર્કશકિત વગરનાં લાગે

હવે જ્યારે જનાવરોમાં સમજશકિત છે, તો પ
તેમને મરવાનો ભય અને પીડા કેમ નહિ હોય ? શું
પશુને લાકડીનો પ્રહાર કરવા જતાં તે ભયભિત થઇ
ધું–પાછું થતું નથી ? શું પક્ષીઓ બંદુકનો ભડાકો કે
કોઇ અવાજ સાંભળી, ત્રાસ પામી, શોરબકોર કરતાં
લી જગોએથી ઉડી જતાં નથી ? શું કોઈ બિલાડી કે
પને માર્ગમાં જતાં દેખી નાનાં જનાવરો ટોળે મળી દ
મણા શબ્દો કરતાં નથી ? શું એક માંકડને ઝાલવા
તે ઝડપથી નાસભાગ કરતો નથી ? આ પ્રમાણે માત્ર
ભળવા કે દેખવાથી જ ભય ઉત્પન્ન થાય છે, તો કોઈ
શુને પકડીને કતલખાનામાં છરી કે છરા આગળ
જતાં જ તેની સમજમાં નહિ ઉતરતું હશે કે આ મને
રવા માટે લેઇ જાયછે?

ઘણી વખત જ્યારે એક પશુ બીજાં પ્રાણીઓને
તલ કરતાં જૂએછે, ત્યારે કસાઈ તેને ગમે તેવી રીતે
સડે છે તો પણ તે ત્યાં જતું નથી. તેમ જ એક કૂતરું,
મિશ્રિત ખોરાક ખાઇ બીજાં કૂતરાંને મરતાં જુએછે
તે, તે ખોરાકની તરફ પણ જતું નથી હવે જ્યા

શુને તેની મરજી નહિ છતાં ઘસડીને લેઇ જઇ, તેના ટાં-ટીઆ બાંધી ઊથલાવીને પાડી નાખે છે અને તેના ચારે ટાં-ટીઆ ઉપર કસાઈ પગ મૂકેછે, ત્યારે શું તે કતલ કરવાની મતલબ સમજી જઇ હાયપીટ નહિ કરતું હશે ? મોટે સાદે આરડીને આક્રંદ કરી મૂકે છે તથા ટાંટીઆ પણ પછાડેછે, પરંતુ કસાઇનું હૃદય, રોજ એવું કામ કરવાથી કઠોર થઈ ગયેલું હોય છે; તેથી તેને તેની દરકાર રહેતી નથી. જો તેનામાં માણસ સમજે તેવી વાચા હોત તો તે બૂમ બ-રાડા પાડી તથા કાલાવાલા કરી મોતના પંજામાંથી છૂટવાને બનતા ઉપાયો કરત અને તેથી કતલ કરનાર જરાએ આં-ચકો ખાઇ પાછો હઠત. પરંતુ એ અવાચકપણાને લીધે તેના ઉપર દયા નહિ લાવતાં માંસના લાલચુ માણસો તેને કઠોર અંતઃકરણે તેના ગળે છરી ફેરવી આરિયાં-તુરિયાંની પેઠે કાપી નાંખેછે. આ વખતે આ બિચારૂં નિરપરાધી પશુ ક્રોડો ગણી વેદના ભોગવે છે અને મરણ સમયે છેવ-ટના ઉપાય તરીકે હાય નાંખે છે કે-" હે અધમ પાપી ! તારા હાલ મારા જેવા થજો ! તારું સત્યાનાશ અને ન-ખોદ વળજો ! ! "

આજ પ્રમાણે બિચારાં નિર્દોષ અને ભલાં પક્ષીઓ એક ઝાડ ઉપર શાન્તપણે મધુર સ્વરથી કલ્લોલ કરતાં બેઠાં હોયછે, ત્યાંથી તેઓને ગોળી કે ગલોલ મારી ભોંય ગેડ-ની પાડવામાં આવેછે, ત્યારે તેઓ પાંખો ફફડાવી અસહ્ય વેદનાથી તરફડયાં કરેછે; પણ અરે આ અવાચક પક્ષી-ઓની કોણ વહાર કરનાર અને કોણ દાઝ જાણનાર ? બી-જાં નાનાં પ્રાણીઓ પણ આજ પ્રમાણે મરણની વેદનાથી તરફડયાં કરે છે, પણ પથ્થર સમ કઠણ કાળજાના મનુષ્યને જરા પણ દયા આવતી નથી.

અતિ અફસોસની વાત છે કે, માણસોના નિર્વાહ માટે જગતમાં અનેક જાતનો નિર્દોષ ખોરાક નીપજતો છતાં માત્ર પાપી પેટનો ખાડો પૂરવા અર્થે નિર્દોષ, ભલાં અને અવાચક પ્રાણીઓના પ્રાણ લેવા તેઓના ઉપર દુઃખનો વરસાદ વરસાવતાં નિર્દય મનુષ્યોનો વજ્રસમ હાથ પાછો હઠતો નથી અને તેઓનું ડરામણું મૂખ માંસનો અપવિત્ર ખોરાક લેવામાં આનંદ માની તેના હોઠને લોહીથી ખરડતાં શરમાતું નથી ! ! અમે અતિ નમ્રતાથી તેઓને બે બોલ કહેવા રજા લઇશું કેઃ—

જ્યારે તમને એક હડકાયું કૂતરૂં કરડવા આવે છે, વાઘ વરૂ તમારા ઉપર ધસી આવે છે તથા સાપ ડંખવા આવે છે, ત્યારે તો તમારાં હાડેહાડ ધ્રૂજી જઇ, હાંજા નરમ થઈ બેહોશ થઇ પડોછો; પણ આ અવાચક પ્રાણીઓના જીવ લેતાં તમને જરાપણ દયા આવતી નથી. કદાપિ તમને તાવ કે સહેજ વ્યાધિ થઇ આવેછે, ત્યારે તો તમારા બાપના બાપને પોકારી બૂમો પાડોછો પણ આ અવાચક પ્રાણીઓની મરણ વખતની બૂમો પર તો તમે બીલકુલ ધ્યાન આપતા નથી; પણ તેમ કરવામાં તમારી મોટામાં મોટી ભૂલ થાય છે. માટે હે સુજ્ઞ મનુષ્યો ! તમે જરા શાન્ત થઈ, પક્ષપાત અને સ્વાર્થબુદ્ધિ તજી દેઇ વિચાર કરો કે, આ જ પ્રમાણે કોઈ પ્રાંણી તમારા પ્રાણ લે તો તમને કેટલું બધું દુઃખ થાય ? અને તે વખતે તમારી કેવી હાલત થઇ પડે ? તમારાં જ્ઞાન રૂપી ચક્ષુ સ્વાર્થ રૂપી પડળથી છવાઈ ગયાં છે તેથી તમને દયાનો માર્ગ સૂઝતો નથી માટે એ પડળને દૂર કરી તમને કુદરતે બક્ષેલી તર્કશકિતનો ખરો ઉપયોગ કરો

આપણે ઉપર કહી ગયા કે થોડી-ઘણી સમજશક્તિ તો

સર્વ પ્રાણીઓમાં હોયછે, પરંતુ ધર્મ-અધર્મ (પુણ્ય-પાપ) સમજવાની અને ઇશ્વરની ભકિત કરવાની શક્તિ મનુષ્ય સિવાયનાં બીજાં પ્રાણીઓમાં હોતી નથી; એકલા મનુષ્યમાં જ છે. કારણ કે મનુષ્યમાં વાચાશક્તિ હોવાને લીધે સમજશક્તિ સુધરતી ગયેલી હોવાથી તેમાંથી ઉત્પન્ન થતી તર્કશક્તિનો તે જોઇતો ઉપયોગ કરી શકે છે. અને બીજાં પ્રાણીઓમાં વાચાશક્તિની ન્યૂનતાને લીધે ઉપર લખેલી શક્તિ તેઓનામાં નથી માટે હે વિચારવંત મનુષ્યો ! એ તર્કશક્તિ વડે તમે પુણ્ય-પાપનો વિચાર કરો. **ચાણાક્ય નીતિમાં** કહ્યું છે કેઃ—

**શ્લોક.**

**आहार निद्रा भय मैथुनं च ।**
**सामान्य मेतत्पशुभिर्नराणाम् ॥**
**धर्मो हि तेषामधिको विशेषो ।**
**धर्मेण हीनाः पशुभिः समानाः ॥**

**અર્થ.**

આહાર, ઉંઘ, બીક તથા મૈથુન એ ચારે પશુ તથા મનુષ્યોમાં સરખાં છે, પણ **ધર્મ** એ જ મનુષ્યમાં અધિક છે; માટે જેઓ ધર્મથી હીન હોય તેઓ પશુ બરાબર છે.

આ ઉપરથી જણાય છે કે, **ધર્મ** શબ્દનો અર્થ જાણવાની અને તે પ્રમાણે વર્ત્તવાની દરેક માણસની ફરજ છે, તો હવે **ધર્મ** એટલે શું ? **પ્રાણીમાત્રનું ન્યાયથી હિત કરવું અને સદાચરણથી ચાલવું તે.**

ધર્મથી મનુષ્ય આલોકમાં સુખ તથા જશ પામેછે અને મુઆ પછી સદ્દગતિ પામેછે. આથી ઉલટા કામને પાપ કહેછે અને એવું પાપી કામ કરનાર આલોકમાં દુઃખ તથા અપજશ પામેછે અને મુઆ પછી દુર્ગતિ પામે છે. **યાજ્ઞવલ્કય સ્મૃતિમાં** ધર્મનાં સાધનો નીચે પ્રમાણે કહ્યાં છેઃ—

શ્લોક.

अहिंसासत्यमस्तेयं शौचमिंद्रियनिग्रहः ।
दानं दया दमः क्षान्तिः सर्वेषां धर्म साधनम् ॥

અર્થ.

અહિંસા, સત્ય, ચોરી ન કરવી, પવિત્રતા, ઇંદ્રિય નિગ્રહ, પરોપકાર, દયા, મનનું દમન તથા ક્ષમા એ નવ સર્વને ધર્મનાં સાધનો છે.

માટે મનુષ્ય જેવા વિચારવંત પ્રાણીએ અહિંસા એ ધર્મનું મૂખ્ય સાધન જાણી કોઇ પણ પ્રાણીની હિંસા કરવી નહિ. કારણ કે હિંસાના કામને સર્વ ધર્મનાં શાસ્ત્રોમાં મોટામાં મોટું પાપ ગણેલું છે. શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યુંછે કેઃ—

हिंसा स्तेयान्यथा कामंपैशुन्यं परूषानृते ।
संभिन्ना लापव्या पादमभिध्या दृग् विपर्ययम् ।
पापं कर्मेति दशधा कायवाङ्मा नसैस्त्यजेत् ॥

અર્થ.

હિંસા, ચોરી તથા વ્યભિચાર એ ત્રણ કાયિક (કાયાનાં); ચાડી, કઠોર ભાષણ, જૂઠું બોલવું તથા મરજીમાં આવે તેમ બકવું એ ચાર વાચિક (વાચાનાં) અને બીજાનું ભુંડું ઇચ્છવું, પરધનની ઇચ્છા તથા ઇશ્વરમાં અનાસ્તા એ ત્રણ માનસિક (મનનાં) મળી દશ પ્રકારનાં પાપ, શરીર વાણી તથા મને કરી ત્યાગ કરવાં.

ઉપર લખેલાં દશ પ્રકારનાં પાપ પૈકી હિંસા એ પહેલા નંબરનું એટલે મોટામાં મોટું પાપ છે.

વળી વિચારદૃષ્ટિથી માલૂમ પડેછે કે જેવો આપણો જીવ આપણને વહાલો છે તેવો બીજા પ્રાણીઓને પણ છે. એમ ન સમજશો કે મોટા પ્રાણીને અથવા મનુષ્યને વ-

ધારે વહાલો હોય અને નાના પ્રાણીને થોડો વહાલો હોય. શ્રી **મહાભારત**ના અનુશાસન પર્વમાં કહ્યુંછે કેઃ—

**प्राणायथात्मनोऽभीष्टा भूता नाम पिवैतथा ॥**
**आत्मौपम्येन मंतव्यं बुद्धिमद्भिः कृतात्मभिः ॥**

**અર્થ.**

જેમ પોતાના પ્રાણ પોતાને વહાલા છે; તેમ પ્રાણીઓને પણ હશે, એમ પોતાની ઉપમા વડે બુદ્ધિમાન્ જ્ઞાનીઓએ વિચારવું. વળી શ્રી **મહાભારત**ના અનુશાસન પર્વમાં કહ્યુંછે કેઃ—

**શ્લોક.**

**नहि प्राणात्प्रियतरं लोकेकिंचनविद्यते ।**
**तस्माद्दयांनरः कुर्याद्यथात्मनितथापरे ॥**

**અર્થ.**

જગતમાં પ્રાણથી વધારે વહાલું બીજું કાંઇ નથી, માટે મનુષ્યે પોતાની પેઠે બીજા ઉપર દયા રાખવી. **તુળસીદાસે** કહ્યુંછે કેઃ—

**દોહરો.**

દયા ધર્મકા મૂલ હૈ, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડીએ, જબલગ ઘટમેં પ્રાન.

આ પ્રમાણે "દયા ધર્મનું* મૂળ છે" એવું સર્વ ધ-

---

* આ મહા વાકયમાં ધર્મનાં મૂખ્ય સિદ્ધાંતનો સમાવેશ થઇ જાયછે, "દાન થકી રૂડી દયા" એવી એક કડી છે તેનો ભાવાર્થ એવો છે કે, દાનમાં કીર્તિરૂપી લોભનો સ્વાર્થ રહેલો છે અને દયા તો અંતઃકરણના ઉંડા પડમાંથી વહેતું નિર્મળ અને ગુપ્ત ઝરણ છે,-જે કોઈના કહેવાથી ઝરતું નથી અને કોઇનું બંધ પાડયું પડતું નથી. દાનમાં દ્રવ્યની જરૂર પડે છે; દ્રવ્ય ખૂટે તો દાન બંધ પડેછે. પણ દયાનું ઝરણ અખૂટ છે.

ર્મનાં શાસ્ત્રોમાં કહેલું છે અને સર્વ કોમનાં માણસો મોઢેથી પણ કહેછે; પરંતુ દયાનો ખરો અર્થ તમામ લોકો સમજતા હોય એમ જણાતું નથી. તેનો ખરો અર્થ એવો થાય છે કે—કોઇ **પ્રાણીને દુઃખી થતો દેખી મનમાં જે અરે ઉપજે તે.** મતલબ કે કોઈ પ્રાણીને દુઃખ દેવું નહિ અને કોઈ દુઃખી થતું હોય તેને દુઃખમાંથી છોડાવવા પ્રયત્ન કરવો.

જનાવરોમાં પણ દયાને મળતો **લાગણીનો** ગુણ હોયછે. ઉદાહરણ કે—કોઈ બીલાડી જ્યારે ચકલી વગેરે પક્ષીને પકડેછે ત્યારે બીજી ચકલીઓ તથા તેવાં બીજાં પક્ષીઓ તેને છોડાવવા સારૂ તેની આસપાસ ચેંચેં કરી દયામણો દેખાવ કરી મૂકેછે અને બિલાડીને ચાંચના પ્રહાર પણ કરેછે. આ ઉપરથી અનુમાન થાય છે કે, જનાવરોમાં પણ લાગણીનો ગુણ હોયછે. પરંતુ તેનો ઉપયોગ કરવાનાં સાધનો તેમને નહિ હોવાથી કોઇ પ્રાણીને દુઃખમાંથી છોડાવવાને શક્તિમાન્ થઈ શકતાં નથી. માણસોને એવાં સાધનો હોવા છતાં જેઓ તેનો ઉપયોગ કરતાં નથી, તેઓને જનાવરથી પણ હલકાં ગણવાં જોઇએ.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે, માણસોએ પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી જોઇએ. અને જેના કોઠામાં દયા છે તેને આલોક તથા પરલોકમાં *સારૂં ફળ મળ્યા વગર રહેશે નહિ. માટે માણસોએ પ્રાણીમાત્ર ઉપર દયા રાખી કોઇ પ્રાણીને મરણાધિન કરવું નહિ. કારણ કે પ્રાણીમાત્રને સર્વ દુઃખ કરતાં મરણનું દુઃખ વધારે છે તેથી તે તેઓને ઘણું

---

* આ વિષે ઈતિહાસને લગતી એક બીના નીચે મુજબછે:— "સુલતાન મહંમદનો બાપ સબકતગીન, જ્યારે

અપ્રિય લાગે છે. ઉદાહરણ કે—એક ઘરડામાં ઘરડી સો વર્ષની ડોશી, આધિ, વ્યાધિ ને ઉપાધિથી પિડાતી, અશક્તપણે ટૂટ મૂટ માંચામાં પડી હોય, અને મોઢેથી બરાડા પાડી મરણ ઇચ્છતી હોય, તેવામાં એક સાપ તેના માંચા ઉપર ચઢે તો તે એકદમ બૂમ પાડી માંચામાંથી અશક્ત છતાં પણ કૂદી ભોંય પડશે. અહાહા ! મરણ કેટલું બધું અપ્રિય ? વળી કોઇ માણસને આપણે મેર (મરી જા) એમ કહીએછીએ તો તે તેને ઘણું માઠું લાગે છે. આ ઉપરથી સિદ્ધ થાયછે કે માણસ માત્રને મરણ અપ્રિય હોયછે. અને તે જ પ્રમાણે બીજાં પ્રાણીઓને પણ હોયછે. શ્રી **મહાભારત**ના અનુશાસન પર્વમાં કહ્યુંછે કેઃ—

**શ્લોક.**

**अनिष्टं सर्व भूतानां मरणं नाम भारत ।**
**मृत्यु कालेहि भूतानां सद्योजायति वेपथुः ॥**

**અર્થ**

પ્રાણી માત્રને મરણ અપ્રિય છે, કારણ કે મરણ સમ-

---

સમજૂર (સંજર) નો ગુલામ હતો; ત્યારે તેની પાસે માત્ર એક જ ઘોડો હતો, અને તે ઘણો ગરીબ હોવાથી ઘણી મુશીબતથી પોતાનું ગુજરાન ચલાવતો હતો; તથા નિત્ય શિકાર કરવા જતો, અને હાથમાં જે શિકાર આવે તે ઉપર નિર્વાહ ચલાવતો. એક દિવસે એક હરિણી પોતાનાં બચ્ચાં સાથે વગડામાં ચરતી હતી, તે ઉપર તે ધસ્યો. એટલે હરિણી તો નાઠી, પણ તેનું નાનું બચ્ચું નાશી શક્યું નહિ. તેને પકડીને તેના ચારે પગ બાંધ્યા અને જીન ઉપર નાખીને શહેર ભણી ચાલ્યો તે જોઇને હરિણી તેની પછવાડે થઈ, તથા રોઇને દયા કરવા વિનતિ કરતી હોય એમ જણાયું. સબક્તગીનને તેના ઉપર દયા આવી તેથી તેના પગ છોડી નાખીને નીચે મૂકી દીધું, એટલે

બહુ દુઃખી થઇ મરણ પામે છે તો એવા અઘોર પાપાચરણનાં દુષ્ટ ફળ તમે પામ્યા વગર રહેશો નહિ. કહેવત છે કે– "કરે તેવું પામે, અને વાવે તેવું લણે" તથા "કરણી તેવી પાર ઉતરણી" મતલબ કે જો તમે સુકૃત (પુણ્ય) કરશો તો મુઆ પછી સદ્‌ગતી પામશો અને દુષ્કૃત (પાપ) કરશો તો દુર્ગતિ પામશો. એજ પ્રમાણે હિંસાનું દુષ્ટ કૃત્ય કરનારો મહા દુર્ગતિ (નર્ક) પામવાને પાત્ર થાયછે એ નક્કી સમજજો.

વળી તમે વિચારો કે આ દુનિયામાં ગણાતો ડાહ્યામાં ડાહ્યો અને વિદ્વાનમાં વિદ્વાન માણસ પણ **કીડીનો** પગ અને **માંખની પાંખ** બનાવી શકતો નથી તો એવા ઘણા અવયવોથી જોડાયેલા કોઇપણ પ્રાણીના દેહનો વિના અપરાધે જાણીબૂઝીને નાશ કરવો એ શું ઓછું મૂર્ખાઇનું, ગુન્હા ભરેલું અને પાપી કામ છે ?

આપણે અદ્યાપિ સૂધી હિંસા કરવાથી પાપ થાયછે અને તેથી મુઆ પછી દુર્ગતિ પમાયછે એ વિષેનુ વર્ણન કરી ગયા. હવે જનાવરો ઘણાં ઉપયોગી હોવાથી તેઓનો નાશ કરવાથી આલોકમાં પણ ઘણાં નુકશાનો ભોગવવાં પડેછે તેનું બ્યાન આ નીચે આપીએ છીએઃ—

## જનાવરોનું ઉપયોગીપણું અને તેઓની હિંસા કરવાથી થતી નુકશાની.

**પશુઓ** આપણને દૂધ, મલાઇ, માવો, દહીં, છાશ, માખણ અને ઘીનો પૌષ્ટિક અને સ્વાદિષ્ટ ખોરાક આપે છે; ગરમી આપનારાં કપડાં બનાવવાને ઊન આપે છે; દવા તથા ખાતર તરીકે વાપરવાને મૂત્ર આપે છે; ઘરની જમીન લીંપવાને; બળતણ કરવાને, શખ બનાવવાને તથા ખાતર

ફરવાને છાણુ આપે છે; ખેતર અને વાડીઓમાં જમીન ખેડી આપે છે; ઝાડપાનને માટે કૂવામાંથી પાણી કાઢી આપે છે; કણુસલાંમાંથી અનાજના દાણા છૂટા પાડી આપે છે; માણસોને તથા માલને ગામ પરગામ લેઇ જાયછે; ઉંચા ડુંગરોમાં વસનારાંઓને માટે સપાટ મેદાન ઉપરથી હજારો ફૂટ ઉંચે, ( જ્યાં કોઇ પશુ ચઢી શકે નહી અને માણસો પણ ચઢતાં ઉતરતાં દરપળે ગબડી પડવાની ફીકર રાખે એટલે ઉંચે ) બકરાંઓના વણઝાર તેઓ વડે માલની લાવ લેઇજા કરે છે અને ઉંટ પણ રેતીના વિશાળ રણમાં ઘણા દિવસ સુધી ભૂખ અને તરસ વેઠી માણસ અને માલની લાવ લેઇજા કરેછે.

વળી તેઓ આપણું આખો દિવસ વૈતરૂં કરેછે, સેવક અથવા મિત્રની માફક આપણા ઉપર વિશ્વાસ અને પ્રેમ કરેછે, જ્યાં બાંધીએ ત્યાં બંધાય છે, જ્યાં ચલાવીએ ત્યાં ચાલેછે, ત્યાંથી હઠાવીએ તો હઠી જાયછે, જંગલમાં ઘાસ પાંદડાં ચરી આપણને નીરોગી અને અમૃત જેવો દૂધનો ખોરાક આપવા વખતસર પોતાના મથક પર આવી ઉભાં રહેછે.

પશુઓ જીવતાં હોયછે ત્યારે માણસને આટલાં બધાં ઉપયોગી થઇ પડેછે અને મુઆ પછી પણ પોતાનું ઉપયોગીપણું ચાલુ રાખેછે, એટલે કે ચામડાં આપીને આપણા પગ ઢાંકેછે, ખેતીને સારૂ કોસ, વરત, રાસડી વગરે સામાન પૂરો પાડેછે. વળી હાડકાં, ખરી અને શીંગડાં આપીને આપણાં ખેતર અને કારખાનાઓમાં મદદ કરેછે.

આ પ્રમાણે પશુવર્ગ ઉપર આપણી

આપણું સુખ અને આપણો વૈભોગ રહેલો છે તેથી અસલથી આપણી આર્યપ્રજા તેઓને "શ્રી"* એટલે લક્ષ્મી તરીકે ગણી પત્રવ્યવહારમાં લખે છે. જેમકે ભાઇ શ્રી ૫–શેઠ શ્રી ૫ ઇત્યાદિ. કહ્યુંછે કેઃ—

ચોપાઇ.+

પ્રથમ ધાન્ય ને બીજે ધન, ત્રીજે સ્ત્રી ને ચોથે તન;
પાંચમે હોય પશુનો સંચ, લખાય કાગળમાં "શ્રી પંચ."

આવાં લક્ષ્મી તરીકે ગણાતાં અને જેનું સર્વસ્વ રાજાથી તે રંક સૂધી વાપરી સુખી થાય છે, એવાં પરોપકારી, ગુણવાન, નિરપરાધી અને વાચા વગરનાં પશુઓની હિંસા કરવામાં જે કોઇ ભાગ લે છે, તે આ સંસારના સુખની હાની કરેછે. તેના જેવો બુદ્ધિહીન અને મહા પાપી બીજો કોઇ નથી. શા માટે આવાં ઉપયોગી પ્રાણીઓનો આ મુઠ્ઠીભર માણસો સારૂ માઠો ઉપયોગ થવો જોઇએ ?

જેમ તાત્કાળિક ફાયદો લેવા માટે એક કલ્પવૃક્ષને મૂળમાંથી કાપી નાખી, તેના ફળનો એકીવારે ઉપયોગ કરીએ એવો આ ઉપયોગ કર્યો કહેવાય. આવાં ઉપયોગી પ્રાણીઓની દિનપ્રતિદિન વૃદ્ધિ થવી જોઇએ, તેના બદલે ક્ષય થતો જોવામાં આવે છે. એ દેશની પડતી દશાનું ચિન્હ છે. અરે ! હિંસક મ-

---

* રાજાને ગાદી અને હાથી એ બે શ્રી (લક્ષ્મી) વધારી શ્રી ૭ લખે છે.

+ આ કવિતામાં ધાન્યને પહેલા નંબરની લક્ષ્મી અને પશુને છેલ્લા નંબરની લક્ષ્મી ગણી છે એ યોગ્ય છે, પણ બીજી રીતે જોતાં ધાન્ય, પશુવડે ઉત્પન્ન થઈ શકે છે, માટે પશુને પહેલા નંબરની લક્ષ્મી ગણીએ તો ખોટું નહિ કહેવાય.

નુષ્યો! તમે તમારા પોષકોને પોષવાને બદલે તેનો નાશ કરી કૃતઘ્નતાનો ગુન્હો કરો છો, તો તમે મુઆપછી દુર્ગતિ પામવાના અને અંહીઆં તમે તથા તમારાં બાળકો અને તમારા વડે આખા આર્યદેશની પ્રજા ખરાબ સ્થીતિ ભોગવી અનાજની સખત મુશ્કેલીમાં આવી પડવાની એ નિઃસંશય છે. કારણ કે આવાં ઉપયોગી પ્રાણીઓનો ક્ષય થવાથી હાલમાં અનાજ ઘી વગેરે પોષ્ણિક પદાર્થોની નીપજ ઓછી થઇ, મોંઘવારી થઇ છે; અને તેથી બિચારા ગરીબ ગામડિયા, ખેડૂતો તથા મજૂરો, જેઓ મજૂરી કરી પેટ ભરેછે, તેઓને પોતાની આખા દિવસની મજૂરીમાં મળેલા પૈસાથી પણ પેટ ભરાતું નથી; કારણ કે મોંઘી ચીજો લેવાને તેઓ અશક્ત હોવાથી જાર—બાજરીનો લૂખોપાખો રોટલો તથા રાબડી, ઘેંશ કે ભેડકું રાંધી તેના વડે પોત્તાનો નિર્વાહ ચલાવેછે, તેથી લોકો ભૂખના દુઃખથી નિર્બળ થઇ ગયા છે. વળી ગાય તથા બળદનો વધ થવાથી આ દેશની ખેતીની હાલત ઘણી ખરાબ થઇ ગઇછે; કારણ કે ગયાં ચાલીશ વર્ષ થયાં બળદની કિમ્મત લગભગ ચાર ગણી વધી જવાથી મોંઘી કિમ્મતે બળદ ખરીદવાની શક્તિ ખેડુતોમાં રહી નથી અને વળી ખેડુતોને બળદ નહિ મળવાથી પોતાની જમીન પડતર રહેવાને લીધે આખા વર્ષની તક ખોઇ બેસેછે અને તેથી ઘણા ખેડુતોને ભૂખના દુઃખથી દુઃખી થતા જોવામાં આવેછે. જેઓ સેંકડો મણ અનાજ પકવી લોકોને પોષતા, તેમનાં છોકરાં આજે અનાજ વગર ભૂખે મરતાં જોવામાં આવે છે, એ શું ઓછું અફસોસકારક છે? આ પ્રમાણે ખેતી અને ખેડુતોની હાલત પડતી દશામાં આવવાથી હિંદુસ્તાનની તમામ પ્રજા અને રાજવંશીઓને ખોરાકીની બાબતમાં મુશ્કેલી વેઠવી પડે છે, કારણ કે ખેતી

ઉપર જ સર્વ મનુષ્યોનો આધાર છે. આ પ્રમાણે લાંબી મુદત સુધી આવાં ઉપયોગી પ્રાણીઓનો વધ ચાલુ રહે તો ઘણે વર્ષે આપણી આર્યપ્રજાને ખોરાકની સખત મુશ્કેલી ભોગવવી પડશે. માટે **આ દેશની હાલત સુધારવાનો સહુથી સરસ અને સરળ ઈલાજ એ છે કેઃ—"ગાય, ભેંસ, બળદ વગેરે ઉત્પાદક પ્રાણીઓનો વધ બંધ કરવાનો રાજ્યકર્તાઓએ કાયદો કરવો"** કે જેથી કુદરતના નિયમ પ્રમાણે તેવાં પ્રાણીઓની સંખ્યામાં વધારો થવાથી ગરીબ ગરબાંને પોતાના પોષણ માટે સુગમતા થાય અને ખેડુતોને બળદ વગેરે સસ્તા મળવાથી વધારે જમીન ખેડી વધારે અનાજ નીપજાવી શકે; અને વધારે અનાજ નીપજવાથી સોંઘવારી થઇ આ દેશની હાલત સુધરવાની એમાં કાંઇ શક નહિ.

વળી વિચારદૃષ્ટિથી જોતાં આવાં ઉપયોગી પ્રાણીઓનો નાશ કરવો એ રાજ્યપ્રકરણી ગુન્હો માલૂમ પડે છે, કારણ કે કુદરતે બનાવેલી ચીજો ઉપર સઘળા માણસોનો સરખો હક છે, તેમ છતાં થોડા જણના અઘટીત ઉપયોગ માટે ઘણા જણના પોષ્ણિક પદાર્થોનો નાશ કરવો, એ ન્યાયની રીતે જોતાં ગુન્હો જણાઇ આવે છે. આગળ ડાહ્યા અને ન્યાયી અકબર બાદશાહના વખતમાં ગાયના ઉત્પાદક ગુણોની ખાત્રી થવાથી તેણે એવો કાયદો કર્યો હતો કે—**"જો કોઇ પણ માણસ ગાયને મારે તો તેના કુટુંબમાંથી ડાહ્યા અને રૂપાળા માણસને હલાલ કરવો."** (જો કે આ ગુન્હાને માટે આટલી ક્રૂર શિક્ષા અયોગ્ય છે, તો પણ આવો ગુન્હો ન બને તેને માટે તજવીજ રાખવી એ રાજ્યકર્ત્તાની મૂખ્ય ફરજ છે એવું આથી સિદ્ધ થાય છે.) વળી એક ઇતિહાસમાં લખ્યું છે કે—" મલિકશાહસલજુકી નામના પાદશાહે એક ડોશીની ગાય મારવાના ગુન્હા માટે

પોતાના દરવાનનો ૭૦ ગાયોનો દંડ કર્યો હતો અને તે બધી તે ડોશીને અપાવી હતી."

ઉપરની હકીકતથી શાબિત થાય છે કે, સર્વ પશુઓ કરતાં ગાય ઘણું ઉપયોગી પશુ છે. તેનું દૂધ રૂચીકર અને આરોગ્યતાને બક્ષનારૂં હોઇને બાળકથી માંડીને વૃદ્ધાવસ્થાએ પહોંચેલા બુઢ્ઢા આદમીને માફક આવે એવું છે; તેનું છાણ, મૂત્ર તથા મુઆ પછીનું ચર્મ પણ ઉપયોગી છે. વળી તેના પૂત્રો કે જેઓ બળદોના નામથી ઓળખાયછે તે ખેતીના કામમાં ઘણાજ ઉપયોગી છે. આ દેશમાં ખેતીનો ઘણો આધાર તેના ઉપર છે. ગાયમાં આવા અપાર ગુણો હોવાથી વેદમાં કહેલુંછે કે—"ગાયના ગુણોની યોગ્યતા જોઈ દેવતાઓએ સ્વર્ગનાં સુખ ત્યાગી ઇશ્વરની સ્તુતિ કરી ગાયોનાં શરીર માગી લીધાં હતાં." વળી આર્યમહર્ષિઓએ તેના ગુણોની અદ્દભૂતતા જોઇ તેને **કામદુધા** અને **કામધેનુ** (ઇચ્છા પૂરી પાડનાર) એવાં નામ આપેલાંછે; અને તેના ઉપકારનો બદલો વાળવા સારૂ અસલથી આ દેશના લોકો તેને માતા તથા દેવી તરીકે ગણી તેની પૂજા કરતા આવ્યા છે. એટલું જ નહિ પણ પૂન્યમાર્ગ સમજી બ્રાહ્મણોને તેનું દાન આપેછે. કહ્યુંછે કે—

### દોહરો.

પૂછ ગ્રહીને ઊતરે, નદી વૈતરણી પાર;
તે કારણ દે હીંદુઓ, દાન ગાયનું સાર.

આવી ચિંતામણી રત્ન સમાન ગાયની દિનપ્રતિદિન વૃદ્ધિ થવી જોઇએ, તેને બદલે માંસાહારી મનુષ્યો માત્ર પો-

તાનું પેટ ભરવા માટે તેની હિંસા કરી નાશ કરે છે, એ ઘણુંજ નુકશાનકારક છે. એક ગ્રંથકાર લખેછે કે—"મુંબાઈ પાસેના વાંદરા ગામના વધસ્થાન (કસાઇખાના)માં દરરોજ સુમારે ૫૫ ગાયોનો વધ થાય છે." વળી બીજો એક ગ્રંથકાર **ગોરક્ષા** નામના પુસ્તકમાં લખેછે કે–"આખા હિંદુસ્તાનમાંથી દરવર્ષે એક લાખ ગાયોનો વધ થાયછે,અને તેથી તેના પાંચ પેઢીના હિસાબે (તેનાથી ઉત્પન્ન થતાં દૂધ, અનાજ વગેરેની ઉપજ એકંદર કરતાં)૨૦,૭૫,૯૨,૫૦, ૦૦,૦૦૦ (વીસ ખર્વ, પંચોતેર અબ્બજ, બાણુ ક્રોડ અને પચ્ચાસ લાખ) રૂપીઆનું નુકશાન હિંદુસ્તાનને થાયછે." અહાહા!! કેવી મોટી ગંજાવર રકમ!! આ પ્રમાણે લાંબી મુદત સૂધી ગોવધ ચાલુ રહે તો આપણો આખો આર્યદેશ પાયમાલ થઇ જાય એમાં શી નવાઇ? જો આ દેશમાંથી ગોવધ બંધ થાય તો, અનાજ, ઘી વગેરે પોષ્ણિક પદાર્થોની ઉત્પત્તિ વિશેષ થવાથી અને ગોમાતાની આશિષથી પુનઃ આપણો દેશ અસલની આબાદી ઉપર આવવાનો એમાં કાંઇ શક નહિ, કારણકે ગાયની આબાદી* ઉપર ઘણે દરજ્જે દેશની આબાદી છે. ગોરક્ષણ કરવા માટે એક કવિ નીચે પ્રમાણે ઉપદેશ કરેછે:—

---

* જૈન શાસ્ત્રમાં લખે છે કે–"મહાવિર સ્વામિના વખતમાં એટલે આજથી આશરે પચીસેં વર્ષ ઉપર ઘણા ખરા **ગાથાપતિ** (જમીનદાર?) ના ઘેર છથી આઠ સૂધી **ગોકુળ** હતાં." દસ હજાર ગાયોનું એક ગોકુળ એ પ્રમાણે આઠ ગોકુળની એંસી હજાર ગાયો થાય. આ પ્રમાણે ગૃહસ્થોને ઘેર ગાયો હતી ત્યારે રાજાને ઘેર કેટલી બધી ગાયો હશે? વળી એ સમયે આપણો દેશ ઘણો આબાદ હતો. એ ઉપરથી શાબિત થાયછે કે–ગાયની આબાદી ઉપર ઘણે દરજ્જે દેશની આબાદી છે.

( લાવણી—ગોપીચંદ લડકા—એ રાહ. )

રે ! શી હીનદશા આ; ગાય તણો વધ થાય ક્રૂરના હાથથી–ટેક
ગળું ગાયનું કપાયછે એ, કદી ન સમજો એમ;
કપાયછે એ ગળું આપણું, બનો ન સાવધ કેમ ?–રે! શી૦ ૧
વર્ષ ચાલીશ પહેલાં ઘણી વસ્તુ, એક રૂપૈયે યાર;
મળતી'તી તે ખરીદ કરતાં, હમણાં બેસે ચાર–રે ! શી૦ ૨
ખચીત કારણ ગોવધ એનું, અવર ન માનો એક;
સંપ કરી ગોવધ અટકાવો, તજો ન આર્ય વિવેક–રે ! શી૦ ૩
બની પ્રમાણિક ને ઉત્સાહી, કરો ફંડ તૈયાર;
ગામ દીઠ **ગોશાળા** બાંધો, પાળો ગાય અપાર–રે ! ખી૦ ૪
ગોચર માટે ખરીદ કરવી, રસ કસ યુક્ત જમીન;
એમ થવાથી અસંખ્ય ગાયો, થશે ન મરણાધીન–રે ! શી૦ ૫
બાળ હતા ત્યારે એ તમને, ઉછેરતી પય પાઈ;
કૃતઘ્ન આવા હવે થવું શું, પય માખણ ઘી ખાઇ–રે ! શી૦ ૬
ધિક્કક ! ધિક્કક ! છે બુદ્ધિ તમારી, ચડે ન પાનો હાય !
કસાઇથી પણ નીચ બનો શું, ગાય રૂપ ધન જાય–રે ! શી૦ ૭
ગોહિંસા જો થાય નહિ તો, પડે નહિ દુકાળ;
ખેડ ખાતરે ખચીત પાછી, ધરતી થાય રસાળ–રે ! શી૦ ૮
ગાન તાનમાં પૈસા ખરચી, મિથ્યા માણો મોજ;
ખરી મોજ છે **ગોરક્ષણમાં**,મલાઇ ખાશો રોજ–રે ! શી૦ ૯
નાચ તમાસા ઘડી એકના, નિજ મન કરશો ખ્યાલ;
ગોવર્ધન માટે ધન ખરચો, દિલમાં થાઓ દયાળ–રે ! શી૦ ૧૦
હાય ! કલેજું કેમ ન કંપે ? દેશ બન્યો બળહીન;
ગરીબ રઝળે ભૂખમરાથી, શાના શેઠ કુલીન ?–રે ! શી૦ ૧૧
ઉત્તમ ખેતી પ્રથમ ગણાતી, હાય ! અધમ થઇ હાલ;
ખેડુત પણ પોકાર કરે છે, નથી દેખાતા માલ–રે ! શી૦ ૧૨

હિંદ જનેતા ગૌ ગુણવંતી. નજર કરો નર નાર;
પ્રીત થકી પાળો પોષકને, સૌ એથી પળનાર–રે ! શી૦ ૧૩
ગાય ભેંસના પૂત્ર પ્રતાપી. છે જગમાં જાહેર;
બળદ નામ પણ બળહદ તેને, કંઠે શી સમશેર–રે ! શી૦ ૧૪
અનાજ, રૂ, ઉત્પાદક બળદો, મરે થઇને દીન;
શરમ શરમ છે અધર્મ એ શું, કેવું કામ મલીન–રે ! શી૦ ૧૫
સમજો કારણ, પણ નથી કરતા, ઉપાય મારા વીર;
સ્વદેશનું અભિમાન ગયું કે, અયોગ્ય આવી ધીર–રે શી૦ ૧૬
વાંક તમારો નથી અવરનો, ચેતો ચતુર સુજાણ;
નહીં ચેતો તો તુરત વાગશે, કર્મ ફળોનાં બાણ–રે ! શી૦ ૧૭
અકાળ મૃત્યુ થાય ગાયનાં, એ શું ઓછો શોક ?
પોષણ કરનારીને પોષો, અહો હિંદના લોક–રે ! શી૦ ૧૮
હો ! **પારસી, મુસલમાન** હો ! અરજ ધરો આ કાન;
વતન એક છે હિંદ આપણું,એકજ **નાવસુકાન**-રે ! શી૦ ૧૯
**હિંદભૂમિ** છે **વ્હાણ** મજેનું, **સુકાન** રૂપી ગાય;
થઇ **ખલાસી** ચલાવશો તો, સહજ પાર ઉતરાય–રે ! શી૦ ૨૦
દુર્લભ દૈવત ગાય હિંદનું, અર્થ શાસ્ત્ર અનુસાર;
સાચવવા જો શ્રમ કરશો તો ફળ રૂડાં મળનાર–રે ! શી૦ ૨૧

ઉપર પ્રમાણે પશુઓની હિંસા કરવાથી આપણા આખા આર્યદેશને તથા બીજા દેશોને ઘણી નુકશાની ભોગવવી પડે છે. તેમજ **પક્ષી, માંછલાં** અને **ઇંડાં** વગરેનો નાશ કરવાથી પણ ઘણી નુકશાની ભોગવવી પડેછે. તેનું બ્યાન આ નીચે આપીએ છીએ:—

**પક્ષીઓ**—જમીન પર થતી ગલીચીને તથા અનાજ ખાઇ જનારાં ને બીજી ઘણીએક રીતે નુકશાન કરનારાં જીવ જંતુઓના મોટા ભાગને તેઓ ખાઇ જાયછે તેથી

જમીન ચોખ્ખી, તંદુરસ્તી આપનારી ને ખોરાક પૂરો પા-
નારી રહેછે. પક્ષીઓની સંખ્યા ઘટે, તેના પ્રમાણમાં જ-
મીનની, અને જમીનની સાથે હવાની ગલીચી વધે, ને
તેના પ્રમાણમાં નુકશાન કરનારાં જીવ જંતુઓ વધે, અને
તેથી માણુસ જાતના ખોરાકને અને માણુસ જાતની તંદુ-
રસ્તીને નુકશાન પહોંચે એ ખુલ્લું છે. વળી કેટલાંક માણસો
**પોપટ, મેના, કાકાકુઉઆ, કબૂતર** વગેરે પક્ષીઓને
સુશોભિત પાંજરાઓમાં રાખી પાળેછે અને તેનાથી ગમ્મત
તથા આનંદ મેળવે છે તથા કાસદ વગેરેનું કામ કરાવેછે
તથા કેટલીક વખતે તો તેઓ માણસને પોતાના જીવ સ-
માન વહાલાં થઇ પડેછે. આવીરીતના નાના પ્રકારના લાભ
પણ તેઓનો નાશ થવાથી મળવા બંધ થાય છે.

**માંછલાં**—દરીઆઓ, નદીઓ અને તળાવોમાં થતી
ગલીચીનો ઘણોએક ભાગ માંછલાં ખાઈ જાયછે. તેથી દુ-
નિયાની તમામ જગાઓનાં પાણી ચોખ્ખાં અને તંદુરસ્તી
આપનારાં રહે છે. માછલાંની સંખ્યા ઘટે તેના પ્રમાણમાં
પાણીની, અને પાણીની સાથે હવાની ગલીચી વધે અને
તેથી માણુસ જાતની અને તમામ જાતનાં પ્રાણીઓની
તંદુરસ્તીમાં બીગાડ થતો જાય.

**ઈંડાં**—એ પક્ષીઓ વગેરેનો ગર્ભ છે અને તેમાંથી
બચ્ચાં ઉત્પન્ન થાયછે. તેનો નાશ કરવામાં આવે તો નવાં
પક્ષીઓ વગેરે ઉત્પન્ન થઇ શકે નહિ. અને નવાં ઉત્પન્ન
થઇ શકે નહિ અને જૂનાંનો નાશ થતો જાય તો આખરે
પક્ષીઓ વગેરેની સંખ્યામાં ઘણો જ ઘટાડો થઇ જા
તેઓની સંખ્યા આ દુનીઆમાં જોઇએ તેટલી
જમીનની અને તેની સાથે હવાની ગલીચી વધે

માણસની તંદુરસ્તી બગડે તથા અનાજ ખાઇ જનારાં જીવ જંતુઓ વધી પાકને નુકશાન કરે.

આ સિવાય બીજાં જીવ જંતુઓ પણ ઉપયોગી છે. પણ તે બારીક નજરથી અવલોકન તથા વિચાર કર્યા સિવાય આપણને માલૂમ પડતું નથી. કુદરતે બનાવેલો કોઇપણ નિર્જીવ પદાર્થ નિરૂપયોગી નથી તો આવા સજીવ પદાર્થો નિરૂપયોગી ન જ હોય એમ ખાત્રીથી કહી શકાયછે.

આ પ્રમાણે **પશુ, પક્ષી, માછલાં, ઇંડાં અને બીજાં જીવજંતુઓ**ની હિંસા કરવાથી આપણા ઉપયોગમાં આવતી ચીજો તથા જનાવરોથી મળતા બીજા અનેક પ્રકારના લાભને નુકશાની પહોંચે છે તો એ હિંસાનો દુષ્ટ રીવાજ શા માટે બંધ ન કરવો જોઇએ? હવે આ દેશમાં હિંસા શા શા કારણોથી કરવામાં આવેછે તે લખીએછીએઃ–

## હિંસાના પ્રકાર.

**(૧) માંસાહાર નિમિત્તે થતી હિંસા.**
**(૨) દેવ નિમિત્તે થતી હિંસા.**
**(૩) પ્રયોગ નિમિત્તે થતી હિંસા.**
**(૪) બીજાં કારણોથી થતી હિંસા.**

**(૧) માંસાહાર નિમિત્તે થતી હિંસાઃ**—ક્ષત્રીઓ અને કોળી, વાઘરી વગેરે નીચ વર્ણના હિંદુઓ; મુસલમાનો, પારસીઓ, અને ઇંગ્રેજો વગેરે કોમના લોકો, પોતાના માટે વનસ્પતિ અને દૂધનો સ્વાદિષ્ટ અને ગુણકારી ખોરાક પૂરતા જથ્થામાં મળતાં છતાં બિચારાં નિરપરાધી અને અવાચક જનાવરો જેવાં કે, ભેંસો, પાડા, ગાયો, બ-[illegible], બકરાં, ઘેટાં, સસલાં, શિયાળ, હરણ, રોઝ વગેરે પ-[illegible] તથા મરઘડાં, બતકો, મોર, પોપટ, ચકલાં, હોલા

વગેરે પક્ષીઓ તથા માછલાં વગેરે બીજાં પ્રાણીઓના કમકમી ઉપજે એવી રીતે પ્રાણ લેઇ એના માંસનો આહાર કરેછે તથા ઇંડાં કે જે પક્ષીઓ વગેરેનો ગર્ભ છે તેનો ભક્ષ કરેછે એ ઘણુંજ પાપી અને દુષ્ટ કામ છે. આથી માત્ર પોતાના પેટનો ખાડો પૂરવા સિવાય બીજો કંઇ ફાયદો મળતો નથી, પરંતુ રોગિષ્ટ અને અપવિત્ર આહાર લેઈ તન્દુરસ્તી, નીતિ અને દ્રવ્યને હાની પહોંચાડેછે; એટલુંજ નહિ પણ કુદરતે બક્ષેલાં સુખદ પ્રાણી ગુમાવી મુઆ પછી દુર્ગતિ પામવાને પાત્ર થાયછે. માટે આવું મહા નીચ કામ કરવાને તમામ ધર્મનાં શાસ્ત્રોમાં સખત મના કરેલીછે, તે વિષે હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તિ ધર્મશાસ્ત્રોનાં પ્રમાણો તથા દાખલા દલીલો આગળ ચોથા પ્રકરણમાં આપીશું. તેમજ કેટલાક લોકો કહે છે કે તેવું કામ કરવાને અમારાં ધર્મશાસ્ત્રોમાં આજ્ઞા આપીછે, પણ તે કહેવું ખોટું છે તે વિષે પણ આગળ ચોથા પ્રકરણમાં ખુલાસો આપીશું;

**( ૨ ) દેવ નિમિત્તે થતી હિંસાઃ**—આ હિંસા ત્રણ કારણોથી કરવામાં આવેછે તે નીચે મુજબઃ—

**( ૧ ) નીચ** વર્ણના હિંદુઓ જેવા કે વાઘરી, કોળી વગેરે લોકો પોતાની કુળદેવી આગળ પોતાના કુળના રીવાજ પ્રમાણે દર વર્ષે અમુક દિવસે, તથા બીજા મલીન દેવ દેવી ( મેલડી-ઝાંપડી ઇત્યાદિ ) આગળ હર કોઇ દિવસે, માનેલી માનતા પૂરી કરવા સારૂ તથા દેવોને પ્રસન્ન કરવા સારૂ ઘેટાં, બકરાં, પાડા, વગેરે જનાવરોનો * ભોગ

* મારા ગામથી ગાઉ એક ઉપર 'ખુરદ બાકરોલ' કરીને એક ગામ છે, ત્યાં મારા પિતાશ્રી વ્યાજનો કરતા હતા. તે ગામમાં ઘણાં વર્ષથી નવરાત્રીમાં કો

આપેછે. તથા મુસલમાનો તેમના ઇષ્ટ દેવને પ્રસન્ન કરવા સારૂ બકરીઇદના દિવસે બકરી મારેછે, તથા પારસીઓ પણ ધર્મક્રિયાને માટે કેટલાક જીવોની હિંસા કરેછે. આ હિંસાથી પણ ઉપર લખેલી માંસાહાર માટે થતી હિંસા જેટલું જ અથવા એથી વધારે પાપ છે. કારણ કે એથી હિંસા ઉપરાંત કેટલાક પવિત્ર દેવોને આવા ખોટા કર્મથી કલંકિત કર્યાનો દોષ લાગેછે. ગમે તેવો મલિન દેવ પણ આવા ક્રૂર કર્મથી તુષ્ટમાન (પ્રસન્ન) થતો નથી અને કદાપિ થાય છે એમ ધારો તો તેનામાં માણસોની ઇચ્છા પરિપૂર્ણ કરવાની શક્તિ નથી. જો હોત તો તેમની પૂજા કરનાર હમેશના સેવકો તથા ભૂઆ લોકો લખેશરી તથા રાજેશ્રી થાત નહિ? પણ એ માત્ર પેટ ભરવા નિમિત્તે ચલાવેલો ગાડરિયો પ્રવાહ છે!! વળી એ દેવ જો એવા સમર્થ હોય

---

તેમની કુળદેવી આગળ પાડાં, બકરાંનો ભોગ આપતા હતા. એક સમયે એવું બન્યું કે તે લોકો નવરાત્રીમાં કેટલાંએક પાડાં, બકરાંને લેઇને વગડામાં ગયા, તેની મારા પિતાશ્રીને ખબર પડવાથી તેઓ બે ત્રણ વાણિયા સાથે છાનામાના ત્યાં જઇ પેલાં પશુઓ છોડી લાવ્યા. તેની તે લોકોને ખબર પડવાથી તેઓ પાછળ ધશી આવ્યા અને વાણીઆઓને મારવા લીધા. આ વખત મારા પિતાશ્રીએ તે લોકોને મિજબાની આપવાનો ઠરાવ કરી પશુહત્યા બંધ પાડી. એ જ મુજબ કેટલાંક વર્ષ સુધી અમોએ તે લોકોને પશુહત્યા બદલ મીજબાની આપ્યા કીધી અને હવે થોડાં વર્ષથી આપતા નથી તોપણ એ દુષ્ટ રીવાજ ગયો તે ગયો જ! જો તે દેવ સમર્થ હતો તો આં લોકોને પોતાનું વર્ષાશન તોડયા બદલ શિક્ષા કેમ ન કીધી? એ જ પ્રમાણે બીજા લોકો બંધ કરે તો દેવ તેમને શું કરવાનો

આ બીના સહુકાર લોકોએ પણ ધ્યાનમાં લેવા

તો તેઓ આવો મલિન અને માણસોના હાથથી ખોરાક ખાવાનું શા માટે પસંદ કરે ?

( ૨ ) ગુજરાત પ્રાંતમાં ઘણાં દેશી રાજ્યોમાં તથા કેટલાંક ગામડાંમાં દશેરા અથવા વિજયાદશમીના દિવસે ગામનો બિજય અને રક્ષણ થવા સારૂ ગ્રામ્યદેવ-દેવી આગળ પાડા અને બકરાં વગરેના ભોગ આપવામાં આવેછે, રાજાઓ દશેરાની સ્વારી ચઢાવી શમી પૂજન કરવા જાયછે, અને ત્યાંથી પાછા ફરી ગામમાં પેસતાં પાડા વગેરે મારી તેના રૂધિરથી પોતાના પવિત્ર કપાળમાં તથા તરવારને તિલક કરેછે. આવા તિલકથી શી મહત્તા છે ? એથી શું પુણ્ય છે ? અને એમ કરવાથી શો વિજય અથવા લાભ થવાનો હતો તે કોઇના જાણવામાં નથી. માત્ર રીવાજને ખાતર જ એમ કરવામાં આવેછે. આવા પવિત્ર દિવસે રાજાએ કોઇ પુણ્યનું પવિત્ર ( પ્રાણીનું હિત થાય એવું ) કામ કરવું જોઇએ તેને બદલે હિંસાનું અપવિત્ર ( પ્રાણીનું અહિત કરનાર ) કામ શા માટે કરવું જોઇએ ? કોઇ પણ કોમના કોઇ પણ ધર્મપુસ્તકમાં દેવ નિમિત્તે હિંસા કરવાથી પુણ્ય અથવા ફાયદો થાય છે એવું કહેલું નથી પણ ઉલટું પાપ થાયછે એમ કહેલુંછે. આ વિષે હિંદુ ધર્મના, 'શ્રીમદ્ ભાગવત'નું પ્રમાણ આ નીચે ત્રીજા કારણમાં લખ્યું છે તે વાંચવાથી ખાત્રી થશે. અને મુસલમાન તથા પારસીના માટે તેમનાં ધર્મશાસ્ત્રોનાં આગળ ચોથા પ્રકરણમાં પ્રમાણ ટાંકયાં છે તે વાંચવાથી ખાત્રી થશે.

( ૩ ) પ્રાચીન કાળમાં ઋષિ લોકો દેવ પ્રસન્ન

અર્થે [1]**અશ્વમેધ**, [2]**ગોમેધ**, [3]**અજામેધ**, વગેરે યજ્ઞો કરતા હતા, તેને અનુસરીને હાલના રાજવંશીઓ તથા ઉંચ વર્ણના સદ્ગૃહસ્થો ક્વચિત્ યજ્ઞો કરેછે તો તેમાં કેટલીક વખતે પશુનો હોમ કરેછે તે પણ ઉપરના જેવું જ દોષિત કામ છે. કોઇ પણ જીવને દુઃખ દેઇ, પોતાનું કે બીજાનું સારૂં ઇચ્છવું એ નીચામાં નીચું કામ છે. હિંદુ ધર્મશાસ્ત્રોમાં યજ્ઞ નિમિત્તે હિંસા કરવાની સાફ મના કરેલીછે. **શ્રીમદ્ભાગવત**ના ચોથા સ્કંધના ૨૫ મા અધ્યાયના ૭-૮ મા શ્લોકમાં નીચે પ્રમાણે કહ્યુંછેઃ--

**પ્રાચીનબર્હી** નામના રાજાએ પોતાની ઇચ્છા પરિપૂર્ણ કરવા સારૂ વેદને અનુસરીને યજ્ઞો કરી હજારો પશુઓને મારેલાં તે જોઇને પ્રમાણે ન કરવા શ્રી **નારદજી**એ તે રાજાએ નીચે પ્રમાણે કહ્યુંઃ--

**શ્લોક.**

**भो भो प्रजापते राजन् पशून् पश्य त्वयाऽध्वरे ।**
**संज्ञा पिताञ् जीवसंघान् निर्घृणेन सहस्रशः ॥ ७ ॥**

---

૧ અશ્વમેધ—એ યજ્ઞમાં રાજાઓ ઘોડો છોડી મૂકી તેને બાંધવાની સરત કરતા તે ઉપરથી એ નામ પડેલુંછે. ઘોડાને મારવાથી અશ્વમેધયજ્ઞ થાયછે એમ નથી. ઈશ્વરની પ્રેમ ભક્તિનું નામ પણ અશ્વમેધ યજ્ઞ છે.

૨ ગોમેધ—ગો શબ્દ અનેક અર્થમાં પ્રવર્તેછે. ગો એટલે ભૂમિ, અર્થાત્ શુદ્ધ ભૂમિ ઉપર હવન કરવો તે. ગો એટલે મધુર વાણી એવો અર્થ પણ થાય છે. ગાયને મારવાથી ગોમેધ થાય છે એમ નથી.

૩ અજામેધ—(અ-નહિ+જ-જન્મ) ઉગે નહિ એવા ધાન્યના બીજનો હોમ કરવો તે. બકરીને મારવાથી અજામેધયજ્ઞ થાયછે એમ નથી.

**एते त्वां संप्रतीक्षंते स्मरंतो वैशसं तव।**
**संपरेतमयः कूटैः छिंदंत्युत्थितमन्यवः ॥ ८॥**

## ભાવાર્થ.

હે રાજન! તેં યજ્ઞમાં હજારો પશુઓને માર્યાં છે, તે સઘળાં તારી વાટ જોઇ રહ્યાં છે અને તને વારંવાર સંભારે છે; જ્યારે તું મરી જઇશ ત્યારે તેઓ તને તેવાં જ હથીઆરો વડે કાપશે. ( આ પ્રમાણે કહી નારદજીએ પ્રાચીનબર્હી રાજાને તે પશુઓ નજરે દેખાડયાં, તે જોઇ એ રાજાએ ભયભિત થઇ કહ્યું કે હવેથી હું તે પ્રમાણે નહિ કરૂં.) આ પ્રમાણે હિંદુ ધર્મશાસ્ત્રના મોટામાં મોટા પુસ્તક **શ્રીમદ્ભાગવત્**માં કહેલું છે; તો તેનું ઉલ્લંઘન કરી યજ્ઞ નિમિત્તે તથા બીજી કોઇપણ પ્રકારની દેવ નિમિત્તે હિંસા કરવી એ કોઇ પણ સમજુ માણસને યોગ્ય નથી.

( ૩ ) **પ્રયોગ નિમિત્તે થતી હિંસા**:—પક્ષીઓ, દેડકાં, બિલાડાં, કૂતરાં વગેરેથી માંડીને ઘોડા સૂધીનાં મોટાં જીવતાં પ્રાણીઓ ઉપર હથિયાર વડે કાપકૂપ કરવાથી તથા તેઓના શરીરમાં ઝેરી ચેપ દાખલ કરવાથી જેવી અસર થાય છે તેવી અસર માણસમાં થાય છે; એવી સમજથી જનાવરો ઉપર અખતરાઓ કરી દરદો ઓછાં કરવા ઉપાયો શોધવા માટે જીવતાં પ્રાણીઓ ઉપર કમકમાટ ઉપજાવે તેવી રીતે પ્રયોગો અજમાવવામાં આવેછે; તે એવી રીતે કે—ગરીબ બિચારાં પ્રાણીઓના જૂદા જૂદા અવયવો કાપી નાખેછે; તેને છેદી ને ભેદી નાખે છે; તેની બીલકુલ ચામડી ઉતરડી નાખવામાં આવે છે; દેવતાના સખત તાપ ઉપર શેકવામાં આવે છે; ધગધગતા પાણીમાં ઉકાળવામાં આવેછે; જીવતાં પકવવામાં આવેછે; ગુંગળાવી નાખવામાં આવે

ડામ દેવામાં આવેછે; ઝેર આપવામાં આવેછે; ટાઢથી ઠારી, મારી નાખવામાં આવેછે અને ભૂખ્યાં મારી નાખવામાં આવેછે. આવી રીતે લાખ્ખો પ્રાણીઓના જીવ અત્યાર સુધીમાં લેવામાં આવ્યા છે, આ હિંસા કેવળ બેસમજથી થાયછે, કારણકે જીવતાં પ્રાણીઓ—પછી તે નાનાં હો કે મોટાં હો—તેમને માત્ર ચોકસ પ્રકારના અખતરાને સારૂ ઉપર દર્શાવ્યા પ્રમાણે રીબાવી રીબાવીને, તરફડાવી તરફડાવીને મારવાં એના જેવું નિર્દય, ઘાતકી, કમકમાટ છૂટાવે, રૂંવે રૂંવાં ઉભાં કરે એવું કામ બીજું કયું હશે? વિલાયતના લોકો જે વિશેષે કરીને માંસાહારી છે તેઓએ પણ ઉશ્કેરાઇ જઇને વિવિસેકશન ( અખતરાઓ માટે પશુવધ ) ના પ્રયોગો બંધ કરવા માટે યુરોપમાં મોટી મોટી મંડળીઓ સ્થાપી છે, તેનું અનુકરણ આ દેશના દયાળુ અને સમજુ સખસોએ કરવું જોઇએ. અને આ દેશના આગેવાન ગૃહસ્થોના શ્રમથી મુંબઇમાં **ધી ઇન્ડિયન એન્ટીવિવિસેકશન સોસાયટી** સ્થપાઇ છે તેમાં દરેક સમજુ માણસે ભાગ લેવો જોઇએ. કારણ કે સદરહુ અખતરાથી કાંઇ ફાયદો થતો નથી પણ ઉલટું નુકશાન અને મહા પાતિક થાય છે, તે વિષે ડૉકટરો વગેરેના મત નીચે મુજબઃ—

**મોટામાં મોટો સર્જન પ્રો૦ લોસનટેટ લખે** છે કે—" જીવતાં પ્રાણીઓ ઉપર વાઢકાપ કરવી એ જંગલી જમાનાની નિશાની છે. ડૉકટરને એથી કાંઇપણ મદદ મળી નથી, બલકે ઘણીવાર એથી ખોટે રસ્તે દોરાઇ ગયાછે. " બીજો ડૉકટર સર ચાર્લ્સ બેલ લખેછે કે—"એ ખાતાથી કોઇ શોધ કદી થઇ નથી; વૈદ્યકશાસ્ત્રના ખરા વિચારોને બદલે મોટી ભૂલો થતી ગઇછે. " આ ઘાતકીપ-

છે. ઝુફીલિષ્ટમાં લખ્યું છે કે—" આ કામ પરમકૃપાળુ પરમેશ્વરની સામા સઘળા ગુન્હામાંનો નીચો ગુન્હો છે અને સર્વ પાપોમાંનું મોટામાં મોટું પાપ છે. " એવા સેંકડો મોટા પુરૂષોના મત આપી શકીશું. માટે દયાની લાગણી ધરાવનારા દરેક સમજુ મનુષ્યે પ્રયોગ નિમિત્તે થતી હિંસા અટકાવવા બનતા ઉપાયો યોજવા જોઇએ.

**( ૪ ) વીજાં કારણોથી થતી હિંસાઃ**—તેના પ્રકાર નીચે મુજબઃ—

( ૧ ) "કૂતરાં હડકાયાં થશે તો તેઓ માણસને તથા બીજાં જનાવરોને કરડી તેઓના પ્રાણ લેશે. " આવી સમજથી સારી હાલતનાં કૂતરાંને ભરવસ્તીમાં ઝેર મિશ્રિત ખોરાક ખવરાવી કે સુંધાડી તેમના પ્રાણ લેવામાં આવેછે, એ ઘણું જ નિર્દયતાનું કામ છે. બિચારાં હરતાં ફરતાં ને ગેલ કરતાં કૂતરાં, એકદમ ભોંય ટાંટીઆ ઘશી પળવારમાં પોતાનો અમર આત્મા તજી દેછે એવો ત્રાસદાયક અને કમકમી ભરેલો દેખાવ જોઇ હિંદુઓનાં મન ઘણાં જ દુઃખાયછે; એટલું જ નહિ પણ બીજી જ્ઞાતિનાં સમજુ માણસોના હૃદયમાં પણ દયાનો પ્રવેશ થાયછે તેથી તેઓ પણ અરે રે ! તોબા ! તોબા ! એમ કહ્યા વગર રહેતાં નથી.

આ સુધરેલા રાજ્યમાં ચાંદી પડેલા બળદને હાંકવાને તથા ગજા ઉપરાંત ભાર ભરવાને મના કરવામાં આવેલીછે, પરંતુ આવાં અક્કલવાળાં જનાવરો ઉપર નિર્દયતા ભરેલી નજરથી જોવામાં આવે છે, એ ખેદકારક છે. બીજાં બધાં જનાવરો કરતાં કૂતરાંમાં વધારે અક્કલ હોય છે, પણ જેમ ઘણી સરસ બુદ્ધિવાળા છોકરાને ભણાવીએ નહિ તો મૂર્ખ રહેછે, અને નઠારા માણસની સોબતથી બગડે છે તેમ જ આ દે-

શમાં કૂતરાંને શીખવતા નથી તેથી તેઓની અક્કલ આપણા જોવામાં આવતી નથી. પણ બીજા દેશોમાં તો તે ઘણાં ઉપયોગી માલૂમ પડયાંછે. તેઓ ચોકી કરવામાં, એક ઠેકાણેથી બીજે ઠેકાણે કાગળ લેઇ જવામાં, સાથે ફરવામાં અને ગમ્મત આપવામાં ઘણાં ઉપયોગી છે. અને તે કેટલીક વખતે માણસોના જાન પણ બચાવે છે. વળી તે એટલાં બધાં માયાળુ છે કે પોતાના માલિકનું મૃત્યુ થવાથી તેના શોકમાં કોઇ કોઇ વેળાએ પ્રાણ ત્યાગ કરેછે. એવાં ઉદાહરણો ઘણાં પુસ્તકોમાંથી મળી આવેછે. આવાં ઉપયોગી પ્રાણીઓના વિના અપરાધે પ્રાણ લેવા એ તો બહુ જ અયોગ્ય કહેવાય. આવી રીતે કૂતરાં, આગળ ઉપર હડકાયાં ન થાય તેને માટે આ નિર્દયતા ભરેલો ઉપાય અવલથી લેવાયછે તો હું પૂછુંછું કે કેટલાંક માણસો પણ કેટલીક વખતે બીજાં માણસોના જાન લેનાર ( ખૂની ) નથી નીવડતાં ? અને જો નીવડેછે તો તેઓને માટે આ કૂતરાંના જેવો આગમચેતી વાળો ઉપાય લેવો યોગ્ય ગણાશે કે શું ? ના, કદી નહિ. ત્યારે શા માટે આવાં ઉપયોગી પ્રાણીઓના પ્રાણ એવા કારણ માટે લેવા જોઇએ ? કૂતરાં હડકાયાં* થતાં અટકાવ-

---

* સારી હાલતનું કૂતરૂં કરડકણું થાય તો તેને હડકવા હાલ્યો છે, એમ ધારી કેટલીક વખતે મારી નાખવામાં આવેછે. અગર કેટલીક વખતે માણસને સારી હાલતનું કૂતરૂં કરડવા છતાં હડકાયું કરડયું છે, એવી દેહશતથી તેઓ હેબક ખાઇ મરણ પામ્યાનું પણ સાંભળવામાં આવ્યું છે માટે આવી વખતે તેવાં કૂતરાંનો તથા માણસોનો બચાવ થવા સારૂ આ નીચે હડકવાનાં ચિન્હ, કે જે **બ્રાઉન ઇન્સ્ટીટયુશન** નામની ઇંગ્રેજ મંડળીએ પ્રસિદ્ધિમાં મૂકેલાં છે તે લખીએ છીએ:—

વાનો ખરો ઉપાય એ છે કે:—જે વસ્તુ ખાવાથી અથવા બીજા કોઇ કારણથી તેઓ હડકાયાં થાયછે તે વસ્તુ અથવા કારણનો શોધ કરી તેનો નાશ કરાવવો જોઇએ. કદાપિ તે વસ્તુ અગર કારણ જાણવામાં ન આવે તો માલકી વગરનાં રખડતાં કૂતરાંને માટે એક હૉલ કરાવી તેમાં તેઓને રાખવાં તેથી હડકાયાં થવાનો ડર રહેશે નહિ અથવા સ્ત્રી અને પુરૂષ જાતિને જૂદાં જૂદાં રાખવાથી તેમની વૃદ્ધિ થશે નહિ. આનું ખર્ચ સરકારે લોકલફંડમાંથી અથવા મહાજનોએ ધર્માદા ફંડમાંથી કરવું જોઇએ. ગમે તે રીતે પણ બીજાને હિંસા કરવામાં ઉશ્કેરનાર અને હિંદુઓનાં મન દુખાવનાર, કૂતરાં મારવાનો ત્રાસદાયક રીવાજ બંધ કરવાની જરૂર છે.

(૨) "નીરૂપયોગી પશુ-પક્ષીઓની ઘાત કરવામાં કાંઈ

---

"હડકવાનું દરદ તમામ વયનાં કૂતરાંમાં અને ગમે તે વખતે થાય છે. હડકાયેલા કૂતરાંની રીતભાત બદલાઇ જાયછે; તે નિરાશ, શોકાતુર અને ચીડીઓ બને છે; તેને ભટકતું ગમે છે અને બીજાં કૂતરાંની સોબતથી દૂર રહેવા ઇચ્છે છે; જે કાંઈ મળી આવે તેને કરડેછે; હવામાં લઉઆં લેછે અને વિચિત્ર થઇ એકાએક થતા અવાજથી ચીડાય છે; ગળામાં જાણે કાંઇ અટક્યું હોય તેમ પોતાનું ગળું પગથી ખંજવાળે છે; મોંમાંથી પુષ્કળ લાળ પડેછે; અવાજમાં ફેરફાર થાય છે; પોતાના ધણી અથવા બીજા જનાવરો વગેરે ઉપર ધસારો કરી દોડેછે; બીજું કૂતરૂં જોતાં ઝટ ચીડાયછે; દરદની શરૂઆતમાં બીજાં કૂતરાં તેનાથી બીએ છે ને દૂર રહે છે; પાણીથી બીતો નથી. એક બીજી જાતનાં હડકવામાં નીચલું જડબું કમતાકાદ થઇ જાયછે તેથી કરડી શકાતું નથી."

પાપ નથી. અને એવા પ્રાણીઓની ઘાત કરવામાં ન આવે તો તેમની વસ્તી ઘણી વધી જઇ માણસને પીડાકારી થઇ પડે." આવી સમજથી તેઓની હિંસા કરવી વ્યાજબી નથી કારણકે સૃષ્ટિમાં એવો નિયમ છે કે, જેની ઘણી વૃદ્ધિ થાય તેનો પાછો ક્ષય પણ પોતાની મેળે જ થાયછે. જેમકેઃ—એક જાતની માછલી થાયછે તે દર વખતે ચાલીસ લાખ ઇંડાં મૂકે છે. એટલાં બધાં જીવે તો પાર વિનાનાં થઇ પડે પણ બીજી જાતની માછલી એ ઇંડાંને તથા બચ્ચાં નીકળે છે તેમને ખાઇ જાયછે તેથી ઘણાં વધી પડતાં નથી. એ જ પ્રમાણે જેની જે પ્રમાણે વૃદ્ધિ તેનો તે જ પ્રમાણે ક્ષય થાયછે. અને એ જ નિયમને અનુસરીને વૃદ્ધિ પામેલાં પશુ-પંખીઓનો પણ કુદરતી નિયમ પ્રમાણે દુષ્કાળ અથવા રોગાદિ ઉત્પન્ન થઇ પાછો ક્ષય થાયછે એટલે તે વધીને માણસોને પીડાકારી થઇ પડતાં નથી. હજારો વરસથી જ્યાં હિંસા થતી નથી ત્યાં હમણાં પણ પશુ-પક્ષીઓની મનુષ્યને પીડાકારી થઇ પડે એવી ભીડ જોવામાં આવતી નથી. માટે વસ્તી વધી પડવાની દેશતથી કોઇ પ્રાણીની હિંસા કરવી નહિ અને નિરૂપયોગી પ્રાણીની હિંસા કરવામાં પાપ નથી એવું કોઇએ ધારવું નહિ કારણકે તેને પણ આત્મા હોયછે.

(૩) " સૂક્ષ્મ જંતુઓ કાંઈ કામના નથી." આવી સમજથી પણ તેઓનો નાશ કરવો વ્યાજબી નથી. કારણ કે— "કોઇ [૧]કીડો એક દિવસ જીવનારો હોય અથવા એવું જ કોઇ તૃણ કેવળ નિરૂપયોગી દેખાય તોપણ તેને આ સૃષ્ટિમાં કાંઇ પણ કામ કરવાનું હોય છે." પણ તે કામ તિક્ષણ બુદ્ધિથી તપાસ કર્યા વગર આપણા જાણવામાં

૧ સાતમી ચોપડીનો પાઠ ૮૨ મો જુઓ.

આવતું નથી. જેમકેઃ—આ પુસ્તકમાં વર્ણવેલા પ્રાણીવર્ગ વર્ણનના ચોથા વર્ગના ચોથી જાતના કીડા જે **પરવાળાંના કીડા** એ નામથી ઓળખાય છે તે આપણા માટે **નવી જમીન** તથા **પરવાળાં બનાવેછે.** વળી **મધમાખ,** મધ તથા મીણ બનાવવા ઉપરાંત **ઝાડને** [1]**ફળ આપવાના કામમાં મદદ કરેછે.** વળી પાણીમાં રહેનાર **માછલાં** તથા **પોરા** વગેરે સૂક્ષ્મ જંતુઓ આપણી અને બીજાં પ્રાણીઓની આરોગ્યતા જાળવવા માટે પાણી સ્વચ્છ કરવાનું કામ કરેછે. એ જ પ્રમાણે બીજા સૂક્ષ્મ જંતુઓ પણ કામના છે. વળી તેઓને પણ પોતપોતાની જીંદગીનું સુખ હોયછે અને જીવવાની [2] ઇચ્છા તથા મરણનો ભય

---

૧ ફૂલમાં જે ઉભા તંતુ એટલે 'કેસર' હોયછે તેમાં કેટલાક 'સ્ત્રીકેસર' અને કેટલાક 'પુંકેસર' હોયછે. પ્રત્યેક પુંકેસરની ટોચે એક ગોળી હોયછે તેમાંના ભૂકાને 'પરાગ' કહેછે. એ ગોળીઓ પાકેછે એટલે ફૂટીને સ્ત્રી કેસરથી ઉંચી હોવાથી તેમાંનો પરાગ તેના ઉપર પડેછે તેથી ફળ આવેછે. પુંકેસર અને સ્ત્રીકેસર જૂદાં જૂદાં ઝાડપર હોયછે તે વારે એક ફૂલનો પરાગ બીજા ફૂલ કને જવાથી ફળ આવેછે; અથવા **મધમાખી** વગેરે ફૂલખાનારાં પ્રાણી મધ ખાવા માટે પોતાની લાંબી ચાંચ ફૂલની અંદર ઘાલેછે તેવારે તેમની ચાંચને પરાગ વળગી તે બીજા ફૂલપર જાયછે તે વારે તે ત્યાં પડેછે તેથી ફળ આવેછે. ( વાંચનમાળાની સાતમી ચોપડીનો પાઠ ૮૨ મો જુઓ. )

૨ જૈન શાસ્ત્રમાં લખ્યું છે કેઃ—એક દેવ, પોતાનો પુનર્ભવ ભુંડનો થવાનો છે એમ માલૂમ પડવાથી ઘણો અફસોસ કરવા મંડયો અને પોતાના મિત્ર દેવને બોલાવીને પોતે ભુંડનો અવતાર ધારણ કરે એટલે પોતાને મારી નાખવાનું વચન લીધું. આયુષ્ય પૂરૂં કરી દેવ ભુંડ થયો એટલે કબૂલત પ્રમાણે પેલો મિત્ર દેવ તેને મારવા આવ્યો ત્યારે ભુંડે ( તેને વાચા થવાથી ) કાલાવાલા કરી કહ્યું

પણ હોયછે, જેથી તેમનો સ્પર્શ કરતાં જ તેઓ મરણના ભયને લીધે નાસભાગ કરેછે. શ્રી વિષ્ણુ પુરાણમાં કહ્યુંછે કેઃ-

શ્લોક.

**अमेध्य मध्ये कीटस्य सुरेंद्रस्य सुरालये ।**
**समाना जीविताकांक्षा तुल्यं मृत्युभयं द्वयोः ॥**

અર્થ.

વિષ્ટા (નર્ક) માંહેલા કીડાને અને દેવલોક માંહેલા ઇંદ્રને જીવવાની ઇચ્છા તથા મરણનો ભય એ બે સરખાં હોય.

(૪) "**ચાંચડ**, માંકડ, મચ્છર, જૂ, જૂઆ વગેરે સૂક્ષ્મ જંતુઓ મનુષ્યને પીડા કરેછે માટે તેઓનો પણ નાશ કરવામાં પાપ નથી." આવી સમજથી પણ તેઓનો નાશ કરવો વ્યાજબી નથી. કવીશ્વર દલપત્તરામે કહ્યું છે કેઃ—

દોહરા.

મલિન રહે જો માનવી, સાફ સજે નહિ સેજ;
જૂ, માંકડ ને જીવડાં, આપે પીડા એ જ. ૧
પટ પે'રે નહિ પંડપર, જમીન મલિનમાં જાય;
તો તેને મચ્છર જુઆ, ખાંતે ખોતરી ખાય. ૨

ઉપર લખેલા સૂક્ષ્મ જંતુઓ અસ્વચ્છતા રાખવાથી ઉત્પન્ન થાયછે, તેથી અસ્વચ્છતા રાખનાર મનુષ્યોને તેની પીડા વેઠવી પડેછે; સ્વચ્છતા રાખનારને વેઠવી પડતી નથી. માટે ખરૂં જોતાં તેઓ આપણને સ્વચ્છતા રાખવાનો બોધ આપવાનું કામ કરેછે. તેમ છતાં કદાપિ પારકી વ્યથા (પીડા)

---

મને મારીશ નહિ મને અહીંઆં ઘણું સુખ છે અને હું ઘણી સ્ત્રીઓનો સ્વામી છું. આ પ્રમાણે કહેવાથી દેવ તેને માર્યા વગર પાછો ગયો.' વાંચનાર ! આવી મળમૂત્ર વગેરે દુર્ગંધવાળી વસ્તુનો ભક્ષ કરનાર અધમ પ્રાણીને પણ પોતાનું જીવતર કેટલું બધું વહાલું છે ?

ન જાણનાર તે જંતુઓથી મનુષ્યને થોડી પીડા થાય તો, તેને માટે તેઓને દેહાંત ( જીવથી મારવા ) ની શિક્ષા કરવી યોગ્ય નથી. માટે તે અલ્પ પીડાકારી પ્રાણીઓને સ્થાન ભ્રષ્ટ કરી દેવાં, એ જ તેમણે કરેલા અપરાધની શિક્ષા યોગ્ય ભાસેછે. પછી તેમનો નાશ તો કુદરતી નિયમ પ્રમાણે થઈ જ જવાનોછે. અને ફરીથી ઉત્પન્ન ન થાય તેને માટે સ્વચ્છતા રાખવી.

વળી નાના જંતુઓ તરફ નિર્દય થવાથી આખરે મોટા પ્રાણીઓની હિંસા કરવાનું શીખાયછે. આપણામાં કહેવત છે કે— " માંખ મારે તે માણસ મારે. " તે વિષે એક વિદ્વાન ઇંગ્રેજે લખ્યું છે કેઃ—

From being cruel to Little animals, we are led to become cruel to our fellow cretures; and thus by and by may do very wicked actions When we are tempted to hurt or kill such creatures, we should consider how, we should like if any greater being than ouerselves were to do the same by us——— Moral Class Book.

**અર્થ.**

નાના જંતુ તરફ નિર્દય થતાં થતાં આપણા જાતિ ભાઇઓ તરફ પણ એવા થવાનું શીખાય છે. અને આ પ્રમાણે ધીમે ધીમે આપણાથી ઘણાં કુકર્મો થાયછે. કોઇપણ પ્રાણીને ઇજા કરવાનું અથવા મારી નાખવાનું જ્યારે આપણને મન થાય ત્યારે આપણે વિચારવું કે, આપણાથી કોઈ બીજો મોટો પ્રાણી આપણને તે પ્રમાણે કરે તો આપણને કેમ થાય ?

(૫) કેટલાંક અજ્ઞાની અને નિર્દય માણસો વિના કારણે બિચારાં ગરીબ અને નિરપરાધી પ્રાણીઓને રમત ગમ્મતમાં દુઃખ દેછે તથા જીવથી મારી નાખેછે. આ વિષે ગૂજરાતી વાંચનમાળાની ચોથી ચોપડીમાં લખ્યુંછે કેઃ—

**મનહર છંદ.**

ગમે તેમ રમે કોઈ સમે મન ભમે ત્યારે,
દયા તજી દમે પ્રાણીને પરોવી શૂળમાં;
કાં તો પગ તોડે પછી છોડે, કાં તો આંખ ફોડે,
કાં તો મારે જોડે કે હથોડે દાટે ધૂળમાં;
એવો અનરથ કરે અરથ વિનાનો અતિ,
અક્કલ વિનાનો આગ મેલે ઝાડ મૂળમાં;
તજો તમે તેવાં પાપ ઇશ્વરથી ડરી આપ,
પ્રભુ પ્રીતે ધારો પ્રેમ પ્રાણીઓના કૂળમાં.

**ચરણાકુળ છંદ.**

પગ પાંખોને પકડી તોડે, રાજી થઇ જોવાને છોડે,
કૈક મુવાળે ફાંસો ઘાલે, હાથ પગો તરફડતા ભાળે;
શૂળી કાંટા સોય જ કેરી, ઘોંચી હાથે ધરે નમેરી,
પંખી પર જે ગલોલ મારે, તે પાપી ચિતમાં ન વિચારે.

આવી રીતે ગરીબ પ્રાણીઓને ઇજા કરવી અથવા જીવથી મારી નાખવાં એ તો બહુ જ નિર્દયતાનું કામ છે. "હાડીઆને મન હસવું અને દેડકાના પ્રાણ જાય," એ કહેવત જેવું કદી પણ કોઇએ કરવું નહિ. ઇંગ્લાંડમાં ચાલતી વાંચનમાળાની ચોપડી **ન્યુ રૉયલ રીડર નંબર ૧ માં** લખ્યું છે કેઃ—

I am a little fly. Yes, only a fly. And yot why should you or any one treat me ill? Though I am

so small and weak, I too am one of God's creatures, for He made me.

You are strong; I am weak. Yet God does not mean you to use your strength to hurt a little creature like me.

He gave me life, and fitted me to enjoy it. Let me, then, live out the life which He has given.

All the wise men that ever lived could not have made such wonderfel wings and eyes God has given me.

### અર્થ.

હું એક નાની માખી છું—હા, માત્ર માખી જ; પરંતુ તમે અથવા બીજું કોઇ મને શા માટે પજવો ? જો કે હું આટલી નાની અને કમતાકાદ છું તો પણ હું પરમેશ્વરનું બનાવેલું પ્રાણી છું. તમે જોરાવર છો, હું બળહીન છું. પરંતુ પરમેશ્વરે તમને મારા જેવા નાના પ્રાણીઓને ઇજા કરવા સારૂં બળ આપ્યું નથી. પરમેશ્વરે મને જીંદગી આપીછે અને જીંદગીનું સુખ ભોગવવા આપ્યુંછે તો તેમ કરવા દો. દુનિયામાં થયેલો કોઇ ડાહ્યામાં ડાહ્યો માણસ પણ પરમેશ્વરે અમને આપેલી પાંખ, પગ અને આંખ બનાવવાને શક્તિવાન થશે નહિ.

( ૬ ) રસ્તામાં બેદરકારીપણે ચાલવાથી, કેટલીક વસ્તુઓ વગર જોયે ખાવાથી, રાત્રે ભોજન કરવાથી, તેલ, ઘી, ગોળ વગેરે પ્રવાહી પદાર્થો ભરેલાં વાસણો ઉઘાડાં મૂકવાથી અને દીવે ઢાંકણું નહિ ઢાંકવાથી સૂક્ષ્મ જીવો તથા કેટલીક વખતે મોટા જીવો પણ મરેછે. આ બાબત કાળજી રાખી સંભાળથી વર્તવું જોઇએ. આપણને આંખો આપી છે તેનો સદુપયોગ આ ઠેકાણે કરવાનોછે. આથી કાંઇ

ખર્ચ થવાનું નથી પણ ઉલટા બે ફાયદા છે. એક તો જીવ જંતુનું રક્ષણ થવાથી પુણ્ય થાય છે અને બીજો ફાયદો પોતાના દેહનું પણ સંરક્ષણ થાયછે. ઉઘાડી મૂકેલી પ્રવાહી ચીજો વગર તપાસ્યે ખાધાથી તથા રાત્રે ભોજન કરવાથી જીવ જંતુઓ આપણા ખાધામાં આવેછે. તેથી કેટલીએક જાતના રોગ ઉત્પન્ન થવાનો સંભવ છે; એટલુંજ નહિ પણ કોઇ ઝેરી જીવ અથવા ગરોળી વગેરેનો ગલ ખાધામાં આવવાથી કેટલીક વખતે માણસ મરણ પણ પામેછે. રસ્તામાં બેદરકારીપણે ચાલવાથી પણ કેટલીક વખતે મોટા જીવ ચગદાઇ મરેછે અને કેટલીક વખતે વીંછી, સાપ, વગેરે ઝેરી જીવો પગ નીચે આવવાથી તે માણસને કરડેછે તેથી માણસ ઘણી પીડા ભોગવેછે તથા કેટલીક વખતે મરણ પામે છે. માટે હીંડવામાં તથા ખાવા પીવા વગેરેમાં અવલોકન કરવાની ટેવ બહુ ફાયદાકારક છે. જીવજંતુના સંરક્ષણ માટે **માનવધર્મ શાસ્ત્ર** એટલે **મનુસ્મૃતિના** છઠ્ઠા અધ્યાયમાં નીચે પ્રમાણે કહ્યુંછે:—

**" જીવજંતુના સંરક્ષણ માટે રાત્રે અથવા દિવસે સદા ચાલતી વખતે શરીરને દુઃખ પડતું હોય તોપણ તેણે આસપાસ જોઇને પૃથ્વી ઉપર ચાલવું. "**

આ પ્રમાણે એક કીડીથી તે કુંજર ( હાથી ) સૂધીના તમામ પ્રાણીઓને સરખા ગણી તેમનું સંરક્ષણ કરવું અને તેઓને પણ તેમના આત્મા આપણા આત્મા જેવા જ વહાલા છે એમ ધારી તેઓની હિંસા કરવી નહિ. કારણ કે હિંસા કરવાથી પાપ થાયછે અને તેથી દુર્ગતિ પમાયછે, એવું સર્વ ધર્મનાં શાસ્ત્રોમાં કહેલુંછે. આમ છતાં હિંસક લોકો કહેછે કે—અમને હિંસા કરવાથી પાપ થતું

નથી, પરંતુ એ કહેવું તદ્દન સ્વાર્થબુદ્ધિનું અને ભૂલ ભરેલું છે. કારણ કે–"**પાપ**" શબ્દનો અર્થ "કોઈપણ પ્રાણીનું અન્યાયથી અહિત કરવું" એવો થાય છે તો તમે દિર્ઘદૃષ્ટિથી વિચાર કરો કે, હિંસા કરવાથી પ્રાણીનું અહિત થતું નથી? વળી તમે **અનીતિ, ચોરી** અને **વિશ્વાસઘાત** કરવામાં પાપ થાયછે એવું તો ખુલ્લી રીતે કહોછો તો શું હિંસા એ **અનીતિ** નહિ? વળી પ્રાણીઓનું વહાલામાં વહાલું જે જીવિત્વ, તે બળાત્કારે છીનવી લેવું એ **ચોરી** નહિ? વળી જે પ્રાણીઓ આપણો વિશ્વાસ કરી આપણે વશ્ય વર્ત્તેછે તેનો વધ કરવો એ **વિશ્વાસઘાત** નહિ? આ ઉપરથી સમજવું કે **અનીતિ, ચોરી** અને **વિશ્વાસઘાત** એ ત્રણે ગુન્હા હિંસામાં સમાયેલા છે માટે હિંસા કરવાથી પાપ થાય છે એ સિદ્ધ છે. વળી તે લોકો કહેછે કે, અમે અમારી માલકીની વસ્તુનો ગમે તે રીતે ઉપયોગ કરીએ તેમાં અમને પાપ શેનું? આ કહેવું પણ તેમનું ભૂલ ભરેલું છે. કારણ કે ધારો કે તમે તમારા પૂત્રને કોઇ નિર્જીવ વસ્તુ લાંબી મુદતના ઉપયોગ સારૂ આપી પણ તે તેનો એકદમ ગેરઉપયોગ કરી નાશ કરે તો તમે તેને અઘટીત કામ કર્યું કહેશો કે નહિ? અને તે જ પ્રમાણે તમને કુદરતે લાંબી મુદત સૂધીના તમારા તથા બીજાઓના સુખને સારૂ બક્ષેલી સજીવ વસ્તુનો એકદમ નાશ કરી માત્ર તમારૂં જ પેટ ભરોછો તો તે કામ ઘણું અઘટીત કહેવાય કે નહિ? અને કહેવાય તો તેમાં પાપ શા માટે ન હોવું જોઇએ?

## મનુષ્યઘાત.

(૭) આપણે ઉપર મનુષ્ય સિવાનાં બીજાં પ્રાણીઓની

હિંસા નહિ કરવા વિષે લખ્યું, તેવાં પ્રાણીઓની હિંસા કરવામાં રાજ્યપ્રકરણી ગુન્હો ગણાતો નહિ હોવાથી તથા તેમ કરવાથી પાપ થાય છે એવું માંસાહારી લોકો માનતા નહિ હોવાથી તેઓની હિંસા કરતાં તેઓ કાંઇ પણ આંચકો ખાતા નથી. પરંતુ મનુષ્યઘાત કરવામાં રાજ્યપ્રકરણી ગુન્હો ગણાતો હોવાથી તથા તે કરવામાં પાપ થાય છે એવું ઘણા લોકો માનતા હોવાથી મનુષ્યઘાતના કેશ કવચિત્ જ બનેછે.

મનુષ્યઘાતના મૂખ્ય પ્રકાર નીચે પ્રમાણે થઇ શકેઃ—

**(૧) खून. (२) मनुष्यबळीदान.**
**(३) सति थवुं. (४) आत्मघात के आपघात.**
**(५) गर्भपात अने बाळहत्या.**

(૧) **खूनः**—આગળ મુસલમાન વગેરે રાજાઓના અમલમાં ઠગારા, લૂંટારા, ચોર, વ્યભિચારી, દ્વેષી વગેરેથી માણસોનાં ખૂન ઘણાં નીપજતાં હતાં, પણ હાલ આ મહા પ્રતાપી અને સુધરેલા ઇંગ્રેજી રાજ્યના અમલમાં પાકો બંદોબસ્ત હોવાથી ઘણાં જ થોડાં ખૂન થતાં જોવામાં આવે છે. ખૂની માણસને રાજ્યકર્ત્તા તરફથી *દેહાંત (જીવથી મારી નાખવા) ની શિક્ષા કરવામાં આવેછે, અને તે ઉપરાંત મુઆ પછી **રૌરવનર્ક**ની શિક્ષા ભોગવવી પડેછે. આવી રીતે મનુષ્યભવ રૂપી મહા મણીનો નાશ કરનાર મનુષ્યને, પોતાનો અમર આત્મા પારકા હાથે તિવ્ર વેદના ભોગવી બળાત્કારે તજી દેવો પડે છે તથા મુઆ પછી રૌરવનર્કનું

---

* રાજ્યકર્તાએ ખૂની માણસને બીજા માણસો એવું કામ ન કરે તે માટે યોગ્ય શિક્ષા તો કરવી જોઇએ જ પણ દેહાંત (જીવથી મારવા) ની શિક્ષા માટે કેટલાક વિદ્વાનો વાંધો લેછે. ફાંસીની શિક્ષા માટે **બેકેરીઆ, વાઇકોફો**-

અસંખ્ય વર્ષો સૂધીનું દુઃખ વેઠવું પડેછે. માટે હે મનુષ્ય! આ સંસારના થોડા સુખના માટે આવું અગાધ દુઃખ શા માટે માગી લેવું? બીજાને મારી તું તારી બૂરી મતલબ પૂરી પાડવા ઇચ્છેછે પણ પ્રથમ તો તારા આયુષ્યનો જ નીરધાર ક્યાંછે? ડાભની અણી ઉપર પડેલા ઝાકળના ટીપાં જેવું તારૂં આયુષ્ય અસ્થિર છે કારણ કે કાળરૂપી બાજ તારા માથા ઉપર ભમ્યાં કરે છે. કદાપિ મનુષ્યઘાત કરવાથી તને ચક્રવર્ત્તનું આખું રાજ્ય તથા ઇંદ્રનું ઇંદ્રાશન મળતું હોય તથા કોઇ દેવાંગના વરતી હોય તોપણ શું થયું? એ સુખ આગળ ખૂન કર્યાની શિક્ષાની વેદના ક્રોડો ઘણી વધારે છે. માટે કોઇપણ મનુષ્યે કોઇપણ કારણથી કદી પણ માણસનું ખૂન કરવું નહિ. એક કોડી પેદા કરવા જતાં પારસમણી ગુમાવીએ એવો ઉદ્યમ શા માટે કરવો જોઇએ?

(૨) **મનુષ્ય બળિદાનઃ**—દેવને પ્રસન્ન કરવાને

---

**લનાગરી, મોનેસ્ટક, ટરગોટન** તથા **ફ્રેન્કલીન** વગેરે વિદ્વાનો તથા રાજ્યદ્વારી પુરૂષો પોતાના મજબૂત અભિપ્રાય ઝાહેર કરી ગયા છે કેઃ—"ધર્મને અગ્રસ્થાને મૂકનારી સુધરેલી પ્રજાઓએ ફાંસીની શિક્ષાપર સદાને માટે પૂળો મૂકવો ઘટે છે. ખૂન સાટે ખૂન લેવાનો આ કાયદો બહુ જ અપવિત્ર છે. ફાંસી દેવાનો દેખાવ જોઇ માણસોના મનપર તરેહવાર જાતની ખરાબ અસર થાયછે ને માણસોમાં તેથી ઘાતકીપણું વધી જાયછે. મનુષ્યનો જાન લેવાની સત્તા કુદરતના હાથમાંથી છીનવી પોતાના હાથમાં લેવામાં મનુષ્ય મિત્ર મોટી જોખમદારી પોતાના માથે ખેંચી લેછે. મનુષ્યના મરણનો સમય થયા પહેલાં તેનો બળાત્કારે જાન લેવો એ ઘાતકીપણું ગણવું જોઇએ. અને આ પ્રમાણે તેનો જાન લેવાથી તે ખૂનના ગુન્હાથી મુક્ત થતો નથી. ખૂનનો ગુન્હો ખૂનીના નેત્રમાંથી પડતાં આંસુથી ધોવાવો જોઇએ. ખૂન કરી લોહી રેડવાનો ગુન્હો કાંઈ ફાંસી દેઇ વિશેષ

અર્થે જેમ યજ્ઞોમાં પશુનો હોમ કરવાનો રીવાજ હતો, તેવી જ રીતે આગાઉ માણસનો હોમ કરવાનો રીવાજ હતો તેને મનુષ્ય બળિદાન કહેછે. **સાવંતવાડીમાં, કરાડા**[૧] નામે એક બ્રાહ્મણ જાતિમાં તથા ઓઢીઆ પ્રાંતમાં રહેનાર **કંધ લોકોમાં**[૨] પોતાના દેવને મનુષ્યબળિદાન દેવાનો ચાલ હતો, તે ઇંગ્રેજ સરકારે બંધ પાડયો છે. જેવી રીતે ખૂન કરનાર રાજ્યકર્તાનો અને કુદરતનો ગુન્હેગાર છે. તેવીજ રીતે મનુષ્યબળિદાન દેનાર પણ એ બંનેનો ગુન્હેગાર છે માટે આવું મહા પાપી કામ કોઇએ કરવું નહિ.

**(૨) સતિ થવું**—સ્ત્રીએ પોતાના સ્વામિના મૃત્યુ પાછળ તેનું માથું ખોળામાં લેઇ તેની ચિતામાં બળી મરવું તેને "સતિ થવું" કહેછે. સત્યયુગમાં કદાપિ એ ચાલ સારો લાગતો હશે પણ હાલમાં એ ચાલ નુકશાન ભરેલો લાગવાથી ઇંગ્રેજ સરકારે ( લોર્ડ વિલિયમ બેન્ટિકે ) ઇ. સ. ૧૮૨૯ માં બંધ પાડયોછે. જો એ ચાલ બંધ ન પાડયો હોત તો હાલમાં કેટલીએક વિધવાઓને આબરૂ અર્થે

---

લોહી રેડવાથી ધોવાનાર નથી અને તેથી પાપનું નિવારણ થયું એમ સમજવાનું નથી. માટે ખૂનીને એવી શિક્ષા કરવી જોઇએ કે જેથી કરીને પોતાના ગુન્હાના પાપ વિષે વિચાર કરવાનો તથા સુકૃત કરી પાપ ધોવાનો તેને વખત મળે." સોળંકી વંશના 'મૂળરાજે' રાજ્યાસન મેળવવા માટે પોતાનાં મોસાળિયાંના પ્રાણ લીધા હતા. તેનો તેને ઘડપણમાં બહુ પસ્તાવો થયો અને તે પાપથી મુક્ત થવા તેણે ઉત્તરમાંથી બ્રાહ્મણોને તેડાવીને બહુ પુણ્યદાન કીધું. કહેછે કે, રૂશીઆના રાજ્યમાં કોઇપણ માણસને ફાંસી દેવામાં આવતી નથી.

૧ એ ચાલ ઇ. સ. ૧૮૦૮ માં બંધ પાડયો.

૨ એ ઇ. સ. ૧૮૩૫ માં બંધ પાડયો.

પોતાની ઇચ્છા નહિ છતાં બળી મરવાની અસહ્ય વેદના વેઠવી પડત અને મુઆ પછી આત્મઘાતના ગુન્હાની શિક્ષા ભોગવવાને (દુર્ગતિ પામવાને) પાત્ર થવું પડત. જેમ ક્રોધાવેશમાં માણસ, મરણની પીડાની દરકાર નહિ રાખતાં કૂવે પડી કે બીજી રીતે પ્રાણ ત્યાગ કરેછે, તેમ શૂરાવેશમાં આવેલી વિધવા સ્ત્રી પણ અગ્નીમાં બળી પોતાનો પ્રાણ ત્યાગ કરેછે. પણ ખરૂં જોતાં એ કુદરતી નિયમ પ્રમાણે મરણ થયેલું ગણાય નહિ. માટે આવી રીતે બળાત્કારે પ્રાણ ત્યાગ કરી સતિનું બિરદ મેળવ્યા કરતાં મરણનો સમય આવતાં સુધી શિયળવ્રત પાળી તથા સત્કર્મો કરી સતિ કહેવરાવવું એ જ ઉત્તમ છે.

(૪) **आत्मघात के आपघातः**—તેનો અર્થ; માણસ પોતાનો પ્રાણ બળાત્કારે પોતાની મેળે તજી દેછે તે. આને માટે કેટલાક એમ ધારેછે કે, મનુષ્ય પોતાના દેહનો માલિક છે, તો પોતાના દેહનો ઘાત કરવામાં પાપ નથી. આ ધારવું કેવળ ભૂલ ભરેલું છે. કારણકે દેહને ઉત્પન્ન કરવાની સત્તા કુદરતના હાથમાં છે તો તેનો નાશ કરવાની સત્તા પણ તેના જ હાથમાં છે તેમ છતાં તેના નિયમનું ઉલ્લંઘન કરી, મનુષ્ય જેવા વિચારવંત પ્રાણીએ ક્રોધને આધિન થઈ પોતાનો પ્રાણ બળાત્કારે તજી દેવો (આત્મઘાત કરવો.) એ ઘણું જ પાપી કામ છે, શાસ્ત્રમાં કહ્યુંછે કે, " આત્મઘાતી મહાપાપી" વળી કેટલાક કહેછે કે, આત્મઘાત કરનાર એક ભવનું દુઃખ વેઠવાની શિક્ષાનું ઉલંઘન કરવાથી બીજા સાત ભવ એવાંને એવાં દુઃખ ભોગવવાની શિક્ષાને પાત્ર થાયછે મતલબ કે આત્મઘાત કરનારના સાત ભવ એવાં ને એવાં દુઃખમાં જાયછે. સબબ ગમે તેટલું દુઃખ પડે તોપણ 'કર્યાં કર્મનું ફળ ભોગવવાનું છે' એમ ધારી આત્મ-

ઘાત કરવો નહિ. કહેવત છે કે—" શું આવતી ધાડે વિષ ખવાય કે ?" જો ખાઇએ તો આપણું ધન જાય અને આપણો પ્રાણ પણ જાય માટે આવું સાહસ કામ કોઇ માણસે કરવું નહિ. દુઃખ અને દુશ્મન એ બંને એક જ પંક્તિનાં છે. તેઓનો સ્વભાવ એવો છે કે, તેઓનાથી ડરી પાછાં પગલાં ભરીએ તો તેઓ જોસથી સામાં ધશી આવેછે, અને તેના સામા થઇએ તો દૂર પલાયન કરી જાયછે. માટે આપઘાત નહિ કરતાં હિમ્મત રાખી દુઃખ દૂર કરવા પ્રયત્ન કરવો.

નિર્ધન અને અભણ લોકો કરતાં ગૃહસ્થ અને સુધરેલા* લોકોમાં આત્મઘાતથી વધારે મરણ થએલાં સાંભળવામાં આવે છે. ધન ખોવાના કે કાંઇ આપ્ત આવવાના કે આરંભેલા કામમાં નાઉમેદ થવાના સબબથી તેઓ કોઇ પ્રકારનું વિષ ખાઇને કે બીજી કોઇ જળસ્થળમાં પડતું મૂકીને કે ગળાફાંસો ખાઇને કે કોઇ રીતે તરફડીઆં મારી બળાત્કારે પોતાની અમૂલ્ય મનુષ્યાદેહીનો વિનાશ કરેછે. શું તેઓ એમ ધારતા હશે કે આથી અમે દુઃખથી મુક્ત થઇશું અથવા અમને સ્વર્ગસુખ મળશે ? પણ અરે એ ધારણા તદ્દન ખોટી છે. જેમ કોઇ કેદી કેદમાંથી નાશી જાયછે તો વધારે શિક્ષાને પાત્ર થાયછે તેમ આત્મઘાત કરનારો પણ વધારે શિક્ષાને પાત્ર થાયછે.

(૫) **गर्भपात्त के बाळहत्याः**—ઉંચ જ્ઞાતિની વિધવા સ્ત્રીઓ વ્યભિચાર કરતાં ગર્ભ ધારણ કરેછે તો તેઓ પોતાની આબરૂ ન જાય તેને માટે ગર્ભ પાડવાના

* એક વર્તમાન પત્રમાં લખ્યું છે કે–" ફ્રાન્સમાં સને ૧૮૯૦ ના વર્ષમાં આશરે આઠ હજાર આત્મહત્યાઓ થઈ હતી."

ઉપાયો કરેછે. તેવા ઉપાયો કરતાં કેટલીક વખતે તેઓ મરણ પામેછે. વળી ગર્ભપાત કરવો એ પણ મોટું પાપ છે, કારણ કે ગર્ભમાંથી બાળક ઉત્પન્ન થાય છે. ઉપાયો કરતાં ગર્ભપાત થતો નથી ત્યારે તેઓ છાની રીતે બાળકને જન્મ આપેછે અને પછી તે બાળકને કોઇ ન દેખે તેવી રીતે કૂવા, નદી વગેરેમાં નાખી દેછે. "બાળહત્યા" એ પણ મોટામાં મોટી હત્યા છે તેથી લોકોમાં "બાળહત્યા, સ્ત્રી હત્યા અને ગોહત્યાનું પાપ" મોટું ગણાયછે. માટે આવું ગર્ભપાતનું કે બાળહત્યાનું કામ કોઇ સ્ત્રીએ કરવું—કરાવવું નહીં. આ પાતિક અટકાવવાનો સહુથી સરસ ઇલાજ એ છે કે જે વિધવાઓથી વૈધવ્યપણું ન પળી શકે તેઓએ પોતાની જાતના પુરૂષથી પુનર્લગ્ન કરી દેવું કે જેથી તેઓને આવું નિર્દય કર્મ કરવાની જરૂર રહેશે નહિ.

### હિંસા અને જીવતદાનનું ફળ.

ઉપર લખેલી સઘળી હકીકતથી વાંચનારના સમજવામાં આવ્યું હશે કે કોઇપણ ( બીજા ) પ્રાણીના દેહનો અથવા પોતાના દેહનો નાશ કરવો એ "પ્રાણી હિંસા" ગણાયછે. એ હિંસાના કામને સર્વ ધર્મનાં શાસ્ત્રોમાં સર્વ પાતિક કરતાં મોટામાં મોટું પાતિક ગણેલુંછે, જૈન શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

#### દોહરો.

હિંસા દુઃખની વેલડી, હિંસા દુઃખની ખાણ;
અનંત જીવ નરકે ગયા, હિંસાનાં ફળ જાણ.

વળી પુરાણમાં કહ્યું છે કેઃ—

#### શ્લોક.

स्वल्पायुर्विकलो रोगी विचक्षूर्बधिरःखलु ।
वामनः पामनः पंढो जायते सभवे भवे ॥

**અર્થ.**

જીવહિંસા કરનારો ભવ ભવને વિષે થોડા આયુષ્ય-વાળો, ધહેલો, રોગી, અંધ, બહેરો, વામણો, કુષ્ટરોગી (કોડીઓ) અને નપુંસક થવા પામે.

માટે મનુષ્યે કદી પણ કોઇપણ પ્રાણીની હિંસા કરવી નહિ પણ પોતાના પ્રાણની પેઠે સર્વ પ્રાણીઓના પ્રાણને ગણી તેઓના ઉપર દયા રાખવી. અને કોઇ હિંસા કરતું હોય તો તેને જીવતદાન આપવા (જીવથી બચાવવા) પ્રયત્ન કરવો કારણ કે જીવતદાન સર્વ દાનથી શ્રેષ્ટ છે. શ્રી **મહાભારત**ના અનુશાસન પર્વમાં કહ્યું છે કે:—

**શ્લોક.**

**प्राण दानात्परं दानं नभूतं न भविष्यति ।**
**नह्यात्मनः प्रियतरं किंचिदस्तीह नीश्चितम् ॥**

**અર્થ.**

પ્રાણ દાનથી બીજું શ્રેષ્ટ દાન થયું નથી અને થશે પણ નહિ; કેમકે આલોકમાં આત્માથી અધિક વહાલું બીજું કાંઇ નથી એ નિશ્ચય છે. વળી **પુરાણમાં** કહ્યું છે કે:—

**શ્લોક.**

**एकतः कांचनो मेरुर्बहुरत्ना वसुंधरा ।**
**एकतो भयभीतस्य प्राणिनः प्राणरक्षणं ॥**

**અર્થ.**

એક પાસે કોઇ મેરૂ પર્વત જેટલું સુવર્ણ (સોનું) અને રત્ન ભરી આખી પૃથ્વી દાન દે, અને કોઈ જીવ એક જીવનું દાન દે (જીવથી બચાવે) એ બેઉ દાન મધ્યે જીવતદાનનો દેનાર અધિક જાણવો.

# હિંસા નહિ કરવા વિષે બોધ.

---

*ગરબી.

(અલબેલીરે અંબેમાત જોવાને જઈએ. એ રાગ.)
જે દિલના ડાહાપણદાર, દિલમાં દયા ધરો;
જીવતા જીવનો સંહાર, કદીએ કેમ કરો. ટેક.
આપણને જીવવાની આશા, જીવમાં રહેછે જેમરે;
પ્રાણી સૌને પણ જીવવાની, આશા રહેછે એમ–દિલમાં૦ ૧
ત્રાસે નાસે અને તરફડે, અતિ દુઃખથી અકળાયરે;
જેવી આપણને અંગે પીડા, એવી એને થાય–દિલમાં૦ ૨
હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી ખરા ગણાયરે;
સૌનાં શાસ્ત્રોમાં હિંસાનો, દોષ લખ્યો દેખાય–દિલમાં૦ ૩
માંસ ન ખાવું માણસ જાતે, ઊચરે શાસ્ત્રો એમરે;
તો તે આજ્ઞા ઝટ તોડીને, કરીએ એવું કેમ—દિલમાં૦ ૪
દયા ન દીસે દિલમાં જેને, જન નહિ માણસ જાતરે;
વિવેક રાખી વાત વિચારો, ભલા થઈને ભ્રાત–દિલમાં૦ ૫
વિવેકવંત વિલાયતમાં પણ, જે છે જનો સુજાણરે;
માંસ કદી મુખમાં નથી લેતા, પરના હરવા પ્રાણ–દિલમાં૦ ૬
પરના પ્રાણ હરી પોતાના, પોષેછે જે પ્રાણરે;
મુવા પછી તેવા માણસનું, કેમ થશે કલ્યાણ—દિલમાં૦ ૭
ભાર ઘણો પશુ ઉપર ભરીને, મારેછે વળી મારરે;
દુર્બળ પશુનું દુઃખ ન જાણે, એ તો પાપ અપાર–દિલમાં૦ ૮
ખાવાની તો ખબર ન રાખે, પાણી તકે ન પાયરે;
તો તેના નિસાસા લાગે, વિશેષ વિઘનો થાય–દિલમાં૦ ૯

---

* આ ગરબી કવીશ્વર દલપતરામે ખાસ આ પુસ્તક માટે જ રચી મોકલી હતી.

સરકારે ચોપડીઓ સાતે, બનાવી બાળક માટરે;
પ્રાણીને પીડા ન કર્યાનો, ઘણો લખ્યોછે ઘાટ–દિલમાં૦૧૦
ઊત્તમ ધર્મ અહિંસા કેરો, ગણતાં એમ ગણાયરે;
હિંસા એજ અધર્મ અતિશે, જોતાં એમ જણાય–દિલમાં૦૧૧
પવિત્ર ભવ માણસનો પામી, કરો વિચારી કામરે;
જેથી સ્વર્ગ વિષે સુખ પામો, દાખે દલપતરામ–દિલમાં૦૧૨



# પ્રકરણ ૩ જું.

## પ્રાણીખોરાક અથવા માંસભક્ષણ નિષેધ વર્ણન.




પણું શરીર એક જાતનું યંત્ર છે. યંત્રનો અમુક ભાગ તેની ગતિને લીધે ઘસાયછે, તેમ આપણા શરીરના અવયવો શ્રમથી ઘસાયછે, એ ઘસારાની જગા પૂરી પાડવા માટે આપણે ખોરાક ખાવાની જરૂર છે.

ખોરાકમાં જૂદા જૂદા પ્રકારના એવા પદાર્થો હોવા જોઇએ કે તે શરીરના દરેક અવયવોને પુષ્ટી આપી શરીરમાં બળ તથા ગરમી ઉત્પન્ન કરી શકે. (૧) **નાઇટ્રોજનવાળા પદાર્થો** શરીરનું બાંધકામ કરે છે. ( ૨ )

**કારબન વાળા પદાર્થો** શરીરમાં ગરમી પેદા કરેછે તથા ગરમી જાળવી રાખે છે તથા તેલવાળા પદાર્થો ચરબી પેદા કરેછે. ( ૩ ) જૂદી જૂદી જાતના ખારો પણ ઉપયોગી છે. **સોડા અને પોટાસના** ખારો જૂદા જુદા રસોની વૃદ્ધિ કરેછે અને લોહીને પુષ્ટી આપેછે. **લાઇમના** ખારો હાડકાંને જોઇતો નક્કર પદાર્થ પૂરો પાડેછે અને મજબૂતી આપેછે.

આપણો મૂખ્ય ખોરાક વનસ્પતિનો એટલે જાત જાતનાં અનાજ, ભાજીપાલો અને ફળ ફળાદિ વગેરેનો છે તેમ જ દૂધ અને તેથી ઉત્પન્ન થતાં દહીં, ઘી, મલાઇ અને છાશ વગેરે પદાર્થોનો છે. તેમાં ઉપર લખેલા બધા તત્વો સમાયેલાછે તેથી આપણા શરીરનું પોષણ કરવાને આ ખોરાક પૂરતો છે. તેમ છતાં આ દેશમાં **ક્ષત્રીઓ** તથા કોળી, વાઘરી વગેરે **નીચ વર્ણના હિંદુઓ, મુસલમાનો, પારસીઓ** તથા **ઇંગ્રેજો** વગેરે, જનાવરોના માંસનો ખોરાક ખાયછે. તે તદ્દન ગેરવ્યાજબી અને નુકશાનકારક છે. કારણ કે માંસ મેળવવા માટે પ્રાણીઓની હિંસા કરવી-કરાવવી પડેછે તેથી તે પ્રાણીઓનુ તથા આપણું અહિત થાયછે જેનું બ્હાન આપણે આગળ બીજા પ્રકરણમાં આપી ગયા છીએ. અને વનસ્પતિ ખોરાક ખાવામાં કોઇપણ પ્રાણીનું તથા આપણું કોઇપણ પ્રકારનુ અહિત થતું નથી તો મનુષ્ય જેવા વિચારવંત પ્રાણીએ આવો વનસ્પતિનો ઉત્તમ અને નિર્દોષ ખોરાક તજી, માંસનો અધમ અને દોષિત ખોરાક શા માટે ખાવો જોઇએ?

માંસ ખાનારાઓને શાક ભાજી વગર મુદ્દલ ચાલતું નથી. તેઓને ડૉક્ટર ફરમાવેછે કે માંસની સાથે શાકભાજી ખાવી, નહિતો ( Scurvy ) 'સ્કરવી' એટલે રક્તપીત

જેવું એક દરદ તેઓના શરીરપર ઉભરાઇ આવશે. આ દરદ ઉભરાઇ આવવાનું કારણ ડૉકટરો એવું બતાવેછે કે, માંસમાં મનુષ્યપોષણના અર્થે ( Starch—sugar ) સ્ટાર્ચ-સુગર નામના અગત્યના તત્ત્વોની ગેરહાજરીથી છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે કુદરતની નેમ મનુષ્યને માંસના ખોરાક ઉપર ઉધારવાની નથી; જો તેમ હોત તો તેના પોષણના અર્થે માંસના ખોરાકમાં આ ઉપયોગી તત્ત્વોની ખોટ કુદરતે રાખી નહિ હોત. વનસ્પતિ ખોરાકપર નિર્વાહ કરનારાઓથી માંસ વગર સહેલાઈથી જીવી શકાયછે. પણ માંસ ભક્ષ કરનારાઓથી વનસ્પતિના ખોરાક વગર સહેલાઈથી જીવી શકાતું નથી. એકલો વનસ્પતિનો ખોરાક સલામતી ભરેલો છે પણ એકલો માંસનો ખોરાક સલામતી ભરેલો નથી. માંસને * ભુંજતી વખત જે દુર્ગંધ નીકળેછે તે મનુષ્યના મુડદાંને મસાણમાં અગ્નિદાહ દેતી વખત નીકળતી બદબોને મળતી આવેછે; પણ મસાલા વગેરેથી આ દુર્ગંધ ઢંકાઇ જાયછે. માંસ ખોરાકમાં એવા કોઇ તત્ત્વો નથી કે જે વનસ્પતિ પદાર્થોમાંથી મળી આવતા નથી. વનસ્પતિ ખોરાક સારી રીતે કૌવત આપેછે તેમ જ સેંકડો જાતની લીલી અને સૂકી તરકારી પણ ઓછા-વત્તા પ્રમાણમાં કૌવત આપેછે તથા તેમાંની કેટલીક તો માંસના ખોરાક કરતાં વધારે પુષ્ટી આપેછે તથા ત્રણ ગણી વધારે સોંઘી મળેછે. દૂધ, દહીં, માખણ, મલાઇ, ઘી અને છાશ, આ જાનવરી ( જાનવરમાંથી ઉત્પન્ન થયેલા ) પદાર્થો હોવા છતાં તે ખાવામાં અડચણ નથી કારણ કે તે મેળવવાને જનાવરોની હિંસા કરવામાં આવતી નથી. મનુષ્યના શરીરને પુષ્ટી આપવાને દૂધનો પદાર્થ કાંઇ કમ નથી. દૂધના

* ભુંજવું એટલે શેકવું.

ઉત્તમ ખોરાકમાં પુષ્ટી આપનાર જૂદા જૂદા તત્ત્વો સરખા પ્રમાણમાં સમાયેલા છે. માંસખોરાકમાં વનસ્પતિખોરાક-ની પેઠે સર્વ તત્ત્વો સમાયેલા નથી. વળી માંસનો ખોરાક વનસ્પતિખોરાક કરતાં મોંઘો પડેછે. કેટલીએક વખત માંસાહારીઓનાં શરીરનો બહારનો દેખાવ તંદુરસ્ત માલૂમ પડેછે, પણ તેઓનો અંદરનો સંચો બગડી ગયેલો અથવા સડેલો હોયછે. આવા બહારથી તંદુરસ્ત દેખાવનાં માણસો-નાં અકાળ મૃત્યુના સમાચાર ઘણી વખતે આપણે સાંભળીએ છીએ. તો શા માટે આવો રોગિષ્ટ માંસનો આહાર લેઇ માનવીઓએ પોતાનું શરીર બગાડવું જોઇએ?

હે માંસાહારી સુધડ માનવીઓ! તમે સંડાસમાં દીસાએ (ખરચુ) જતાં તથા દુર્ગંધવાળી વસ્તુની પાસે થઇને જતાં, નાક આડું લૂગડું રાખીને છીટ! છીટ! કરતા ચાલોછો તથા ખાવા સારૂ આણેલા વનસ્પતિ પદાર્થ કોહી કે બગડી ગયો હોય તો તેના ઉપર અભાવ કરી ફેંકી દોછો; તો આવા મળ મૂત્ર, લોહી, પરૂ અને હાડકાંથી ઉ-ત્પન્ન થયેલા દુર્ગંધવાળા માંસના ખોરાક પર તમને અભાવ કેમ થતો નથી? તેની તમને દુર્ગંધ કેમ આવતી નથી? શું કુદરતે તમારા માટે આ સિવાય બીજો સુગંધમય, સ્વાદિષ્ટ અને ગુણકારી ખોરાક બનાવ્યો નથી? રળીઆમ-ણાં ખેતરોમાં તરેહ તરેહનાં અનાજ, અને મનોરંજક બાગ બગીચામાં સેંકડો જાતના મેવાઓ અને ફળ ફળાદિ, કુદરતની અવલ બક્ષીસ તરીકે ઝાડો પર પાકીને તમારે ખાવા સારૂ ઝૂલાઇ રહ્યાં છે, તથાપિ આવા માંસના નજીસ (ખરાબ) ખોરાક ઉપર શું મોહિત થઇ રહ્યાછો?

માંસનો ખોરાક એ શું છે તે સંબંધી જ્ઞાન મેળવ્યું નથી અથવા તો જ્ઞાન મેળવ્યા છતાં બેદરકાર રહોછો ત્યાં

સુધી આ નજીસ (ખરાબ) ખોરાક ખાવામાં મજા માનોછો. નાનાં બાળકથી તે સો વર્ષનાં ઘરડાં માણસો સુદ્ધાં પ્રાણીઓના **બુક્કા** કે **ગુરદા** ખાવાની ઇચ્છા કરે છે અને તે મળે છે તો તેને ભુંજી તથા તળી કે રાંધીને ખુશી થતાં થતાં ખાય છે, પણ અરે તે **શું** ખાયછે ? મળમૂત્રથી ભરેલાં ચામડાં, બગડેલાં લોહીવાળાં છિછડાં, અને કદી કદી તો પરમીઓ, ટાંકી, પથરી અથવા રેતીથી બગડેલાં લોહી, પરૂ, અથવા રસીને ખાય છે!!!

હવે **ગુરદો** કે **બુક્કો** એ **શું** છે? એ બારીક નળીઓનો બનેલો છે. એ નળીઓની આસપાસ લોહીની જાળો બંધાયેલી હોય છે, અને તે વાટે ખોરાકમાંથી લોહી બનતાં નકામો પડેલો પ્રવાહી પદાર્થ સૂકાઇને બહાર આવે છે. ગુરદાની અંદર એક વચ્ચેથી ખાંડો જણાય છે, ત્યાં એક દીવાસળી જેટલી જાડી નળી રહેછે. તે નળી વડે ગુરદામાં ચુસાઇ આવતું મૂત્ર ટપક ટપક થતું પિસાબના ફૂક્કામાં આવેછે. પેટમાં ખોરાક જાય, તેનો જ્યારે અન્નરસ થઈ જાયછે, ત્યારે આપણા કોઠામાં રહેલા દરેક અવયવો પોતપોતાનું કામ બજાવેછે. જેવું કે અન્નરસમાંથી કલેજું પિત્ત પેદા કરેછે, હોજરીની રૂવાંટી જેવી નળીઓ જઠર-રસ પેદા કરેછે, ફેફસું લોહી સાફ કરેછે, અંતઃકરણ બધે લોહી પહોંચાડેછે, અને ગુરદો પ્રવાહી પદાર્થને બંબાની સૂંઢોની માફક ચૂસી ચૂસીને નકામું પાણી ફૂક્કામાં ઉતારેછે. હવે આ ગુરદો નીરોગી જ હશે તેની ખાત્રી શી? પરમિયો, ટાંકીની અસર, પથરી, રેતી, મીઠો પિસાબ અથવા બીજા રોગો જે આપણે ઘણા માણસોમાં થોડા કે ઘણા બીજા કોઇ રોગના પટ સાથે દેખીએ છીએ તે તેઓમાં શું અશુદ્ધિ નહિ રહ્યા હશે ?

અજ્ઞાન અને બેદરકાર માણસો સમજેછે કે, આ માંસના ખુક્ષા શેરડીના સાંઠાની માફક ખાઉછું, તેનો મીઠો રસ મને મધની માફક જીભને લેહેઝત આપેછે; પણ આ મધમાં કાંઇક ઝેરની લપટ છે, તેનું તેઓને ભાન નથી. ઘણાંક સમજુ અને ઉમરે પહોંચેલાં માણસો સફેદ ખુક્ષા ખાવાને અજ્ઞાન માણસોને મના કરેછે ને કહેછે કે તેથી પીશાબમાં પથરી થશે.

ઉપર પ્રમાણે માંસના ખોરાકમાં ગેરફાયદા છે તેમ છતાં, જેમ ખેતરમાંથી કાકડી, ચીભડાં કે તડબૂચને તોડી લાવી, મનપસંદ રીતે કાપી, મરી, મસાલો ભરી ખાય છે, તેમ બિચારાં નિર્દોષ પ્રાણીઓનાં શરીરનો ઉપયોગ કરેછે !! પણ એ શરીરમાં માણસના આત્મા જેવો જ આત્મા રહેલોછે તેનું તથા એ ખોરાક રોગિષ્ટ અને નુકશાનકારક છે, તેનું તેઓને તે વખતે બીલકુલ ભાન રહેતું નથી. માંસ ખોરાકનાં દૂષણો તથા તે ખાવાથી થતા રોગોનું એકંદર ટીપણુ આ નીચે આપીએ છીએ:—

(૧) માંસ દેખાવમાં અસ્વચ્છ, કમકમી ઉપજે એવું અને બદબો ( ખરાબ વાસ ) વાળું છે.

(૨) તે ઝાઝી મુદત રહી શકતું નથી; સડી જાયછે.

(૩) તે અનાજ કરતાં મોંઘું પડેછે.

(૪) તે ખાવાથી નીતિમાં બીગાડ થાયછે અને ઉડાઉ તથા દારૂના વ્યસની થવાયછે.

(૫) માણસ જેમ વનસ્પતિ ખોરાક ઉપર આરોગ્ય સ્થિતિમાં જીવી શકેછે તેમ એકલા માંસના ખોરાક ઉપર જ લાંબી મુદત સુધી તેવી સ્થિતિમાં જીવી શકતું નથી.

(૬) તે ખાવાથી ક્ષય, ગંડમાલ, રક્તપિત્ત, વાતપિત્ત,

સુધી આ નજીસ ( ખરાબ ) ખોરાક ખાવામાં મજા માનોછો. નાનાં બાળકથી તે સો વર્ષનાં ઘરડાં માણસો સુદ્ધાં પ્રાણીઓના બુક્કા કે ગુરદા ખાવાની ઇચ્છા કરે છે અને તે મળે છે તો તેને ભુંજી તથા તળી કે રાંધીને ખુશી થતાં થતાં ખાય છે, પણ અરે તે શું ખાયછે ? મળમૂત્રથી ભરેલાં ચામડાં, બગડેલાં લોહીવાળાં છિછડાં, અને કદી કદી તો પરમીઓ, ટાંકી, પથરી અથવા રેતીથી બગડેલાં લોહી, પરૂ, અથવા રસીને ખાય છે ! ! !

હવે ગુરદો કે બુક્કો એ શું છે ? એ બારીક નળીઓનો બનેલો છે. એ નળીઓની આસપાસ લોહીની જાળો બંધાયેલી હોય છે, અને તે વાટે ખોરાકમાંથી લોહી બનતાં નકામો ગાડેલો પ્રવાહી પદાર્થ સૂકાઇને બહાર આવે છે. ગુરદાની અંદર એક વચ્ચેથી ખાંડો જણાય છે, ત્યાં એક દીવાસળી જેટલી જાડી નળી રહેછે. તે નળી વડે ગુરદામાં ચુસાઇ આવતું મૂત્ર ટપક ટપક થતું પિસાબના ફૂક્કામાં આવેછે. પેટમાં ખોરાક જઇ, તેનો જ્યારે અન્નરસ થઈ જાયછે, ત્યારે આપણા કોઠામાં રહેલા દરેક અવયવો પોતપોતાનું કામ બજાવેછે. જેવું કે અન્નરસમાંથી કલેજું પિત્ત પેદા કરેછે, હોજરીની રૂવાંટી જેવી નળીઓ જઠર–રસ પેદા કરેછે, ફેફસું લોહી સાફ કરેછે, અંતઃકરણ બધે લોહી પહોંચાડેછે, અને ગુરદો પ્રવાહી પદાર્થને બંબાની સૂંઢોની સાફક ચૂસી ચૂસીને નકામું પાણી ફૂક્કામાં ઉતારેછે. હવે આ ગુરદો નીરોગી જ હશે તેની ખાત્રી શી ? પરમિયો, ટાંકીની અસર, પથરી, રેતી, મીઠો પિસાબ અથવા બીજા રોગો જે આપણે ઘણા માણસોમાં થોડા કે ઘણા બીજા કોઇ રોગના પટ સાથે દેખીએ છીએ તે તેઓમાં શું અશુદ્દીઠ નહિ રહ્યાં હશે ?

અજ્ઞાન અને બેદરકાર માણસો સમજેછે કે, આ માંસના ખુક્કા શેરડીના સાંઠાની માફક ખાઉંછું, તેનો મીઠો રસ મને મધની માફક જીભને લેહેઝત આપેછે; પણ આ મધમાં કાંઇક ઝેરની લપટ છે, તેનું તેઓને ભાન નથી. ઘણાંક સમજુ અને ઉમરે પહોંચેલાં માણસો સફેદ ખુક્કા ખાવાને અજ્ઞાન માણસોને મના કરેછે ને કહેછે કે તેથી પીશાબમાં પથરી થશે.

ઉપર પ્રમાણે માંસના ખોરાકમાં ગેરફાયદા છે તેમ છતાં, જેમ ખેતરમાંથી કાકડી, ચીભડાં કે તડબૂચને તોડી લાવી, મનપસંદ રીતે કાપી, મરી, મસાલો ભરી ખાય છે, તેમ બિચારાં નિર્દોષ પ્રાણીઓનાં શરીરનો ઉપયોગ કરેછે !! પણ એ શરીરમાં માણસના આત્મા જેવો જ આત્મા રહેલોછે તેનું તથા એ ખોરાક રોગિષ્ટ અને નુકશાનકારક છે, તેનું તેઓને તે વખતે બીલકુલ ભાન રહેતું નથી. માંસ ખોરાકનાં દૂષણો તથા તે ખાવાથી થતા રોગોનું એકંદર ટીપણ આ નીચે આપીએ છીએ:—

(૧) માંસ દેખાવમાં અસ્વચ્છ, કમકમી ઉપજે એવું અને બદબો ( ખરાબ વાસ ) વાળું છે.

(૨) તે ઝાઝી મુદત રહી શકતું નથી; સડી જાયછે.

(૩) તે અનાજ કરતાં મોંઘું પડેછે.

(૪) તે ખાવાથી નીતિમાં બીગાડ થાયછે અને ઉડાઉ તથા દારૂના વ્યસની થવાયછે.

(૫) માણસ જેમ વનસ્પતિ ખોરાક ઉપર આરોગ્ય સ્થિતિમાં જીવી શકેછે તેમ એકલા માંસના ખોરાક ઉપર જ લાંબી મુદત સૂધી તેવી સ્થિતિમાં જીવી શકે

(૬) તે ખાવાથી ક્ષય, ગંડમાલ, ર

સંધીવા અને પથરીનો રોગ થવાનો સંભવ છે, મતલબ કે ધાન્યાહારી કરતાં માંસાહારી લોકોમાં તે રોગો વધારે જોવામાં આવેછે.

(૭) મરડો, અતિસાર, વાઇ, આંચકી અને અર્ધાંગ વાયુના રોગીઓ માંસાહાર છોડયા સિવાય સારા થતા નથી.

(૮) કોલેરા ( કોગળિયું ) ના રોગીને માંસનું પાણી સરખું પણ નુકશાન કરેછે.

(૯) તાવના રોગીને પણ માંસ ખોરાક સારો નથી તેમ જ મંદવાડમાંથી ઉઠેલા માણસના ખાવામાં આવે તો તેને ફરીથી સખત તાવ આવેછે, તેથી ઘણા ભાગે મરણ નીપજેછે. માંસાહારથી ફરીથી આવેલા તાવને ઇંગ્રેજીમાં '**મીટ ફીવર**' એટલે **માંસજવર** કહેછે.

(૧૦) માંસમાં **નાઇટ્રોજન** જોઇએ તે કરતાં વધારે હોવાથી માણસ ફૂલી જાયછે અને ગરમી વધારે ઉત્પન્ન થવાથી મિજાજ ગરમ થઇ જાયછે.

(૧૧) [1]માંછલીનું માંસ ખાનારમાં એક જાતના પહોળા માથાવાળા **પાટી કીરમ** જોવામાં આવેછે. યુરોપનો **ઊત્તર રૂસિયા, નોર્વે, સ્વીડન** અને **આયર્લંડમાં** આ કીરમથી થતી વ્યાધિ સાધારણ છે.

(૧૨ ) [2]ડુક્કર (ભુંડ) નું માંસ ખાવાથી **વાંકડીઆ કીરમ** શરીરમાં ઉત્પન્ન થવાનો સંભવ છે અને તેનાથી માણસનું મરણ નીપજેછે.

---

૧ માછલાં એ રોગનું ઘર છે એમ જાણી હાલમાં ગાયકવાડ સરકારે નવસારીમાં માછલાં દાખલ કરવાની મના કરી છે.

૨ મુસલમાન લોકો ડુક્કરનું માંસ ખાતા નથી તેથી આવી જાતના કીરમનું દરદ તેઓમાં કવચિત્ જ જોવામાં આવેછે.

(૧૩) [1]ગાય, બેલનાં કલેજાં તથા આંતરડાં ઉપર જે સફેદ દાણા દેખાયછે તે એક પ્રકારના કીડા છે. તે માંસાહારીના શરીરમાં જઇને ઘણું નુકશાન કરેછે. ને વિશેષે કરીને મનુષ્યના ફેફસામાં જઇને શાન્ત ન રહેતાં જ્યાં સૂધી તે માણસ જીવેછે ત્યાં સૂધી દાંત અને જડબાના શત્રુ થઇ પડેછે. એટલું જ નહિ પણ ભેજાનો રોગ ઉત્પન્ન કરે છે. એવું ડૉકટર ટોલ સાહેબે લખ્યુંછે.

વળી ડૉકટર ઓકલાંડ, કે જે ઓકસફર્ડની પાઠશાળાના વૈદક ખાતાનો ઉપરી હતો તેણે લખ્યું છે કે;—રોગિષ્ટ માંસ ખાવાથી પ્રાણીને થતા રોગોમાંથી નીચે લખેલા રોગો માણસને લાગુ પડેછે:—

(૧) ઢોરમાં થતી મરકી.

(૨) ડુક્કરમાં થતો 'ટાઇફોઇડ ફીવર' એટલે બે ત્રણ અઠવાડિયાં ચાલે એવો અને જેમાં મગજને હરકત થાય છે એવો તાવ.

(૩) પાંસળી, પડખા અને ફેફસાના રોગો.

(૪) મોઢામાં ને પગમાં થતો સોજાનો રોગ.

(૫) 'એનથ્રે કોઇડ' રોગ.

(૬) બગડેલા લોહીથી થતો રોગ, જેમાં ફોડકા ઉઠી આવીને ચામડીમાં લોહીનો જથ્થો થઇ જાયછે તે રોગ.

(૭) ગાંઠો વાળો રોગ, જેનાથી ક્ષય રોગ ઉત્પન્ન થાયછે તે.

ઉપર લખ્યા પ્રમાણે સાત જાતના રોગો, રોગિષ્ટ જનાવરોનું માંસ ખાવાથી માણસોને લાગુ પડેછે તેથી લંડનમાં સરકારે એવો ધારો કરેલોછે કે—ડૉકટર જે જના-

---

૧ પારસી લોકો ગાયનું માંસ ખાતા નથી તેથી આ રોગ તેઓમાં કવચિત્ જોવામાં આવેછે.

વરને પાસ કરે તેનેજ ખાટકી લોકો કાપે. તોપણ ત્યાં ઘણા ભાગે રોગી જનાવરો કપાયછે. વળી ગાય, બળદ પૈકી તો માત્ર સેંકડે પાંચ ટકા જ નીરોગી જનાવર કાપવામાં આવેછે. આવું લંડનના સરકારી ડૉકટરે ઝાહેર કર્યુંછે. આ પ્રમાણે જ્યારે લંડન શહેરમાં ડૉકટરી તપાસ છતાં આટલાં બધાં રોગી જનાવરો કપાયછે, ત્યારે આપણા દેશમાં કેટલાં રોગી જનાવર કપાતાં હશે તેનો ખ્યાલ વાચક વર્ગે કરી લેવો.

ઉપર પ્રમાણે માંસ ખોરાક નુકશાનકારક છે તેમ છતાં તેના ઉપર મોહિત થઇ પ્રાણીઓને વહાલામાં વહાલું જે જીવિત્વ, તેનાથી ચૂકાવી તેના માંસ વડે મનુષ્ય જેવો વિચારવંત પ્રાણી પોતાનો દેહ પોષેછે તે ઘણું જ પાપી કર્મ છે. શ્રી 'વિષ્ણુશર્મા'એ કહ્યુંછે કેઃ—

શ્લોક.

**योत्ति यस्य यदा मांसमुभयोः पश्यतान्तरम् ।**
**एकस्य क्षणिका प्रीति रन्यः प्राणैर्विमुच्यते ॥**

અર્થ.

જ્યારે જે કોઇ જેનું માંસ ખાયછે, ત્યારે તે બન્નેનો અંતર જુઓ તો ખાનારને પેટ ભરાવા જેટલો ક્ષણિક હર્ષ થાયછે અને બીજાના પ્રાણ જાયછે. વળી શ્રી 'વિષ્ણુશર્મા'એ કહ્યુંછે કેઃ—

શ્લોક.

**स्वच्छन्दवनजातेन शाकेनापि प्रपूर्यते ।**
**अस्य दग्धोदरस्यार्थे कः कुर्यात्पातकं महत् ॥**

અર્થ.

વનમાં પોતાની મેળે ઉત્પન્ન થયેલાં શાકાદિ વડે પણ તૃપ્તિ થાયછે, તો આ બળતા પેટ માટે કોણ મોટું પાપ કરે ?

"**માંસ**" શબ્દનો અર્થ શ્રી 'મનુ મહારાજે' નીચે પ્રમાણે કરી બતાવ્યોછેઃ—("**માંસ**" એટલે "મને તે" અથવા "તે મને" **માં**=મને+**સ**=તે.) એકંદર અર્થ એવો થાયછે કે, આ લોકમાં જેના માંસનું હું ભક્ષણ કરીશ તે મને (**મામ્ સ**) પરલોકમાં ભક્ષણ કરશે.

ઉપરની હકીકતથી વાંચનારના ધ્યાનમાં આવ્યું હશે કે, માંસ ખોરાક સઘળી વાતે નેષ્ટ છે. માટે, હે સુજ્ઞ માનવીઓ! દોલત ભેગી કરવાને અથવા પેટનો ખાડો પુરવાને જે મુશીબતો વેઠવી પડે છે, તેમાં જો સેંકડે ૫૦ ટકાનો ઘટાડો કરવો હોય અથવા મુઆ પછી સદ્ગતિ પામવી હોય તો માંસનો અધમ ખોરાક ખાવો છોડી દ્યો અને વનસ્પતિનો ઉત્તમ અને કુદરતી ખોરાક લ્યો. માંસનો દુષ્ટ ખોરાક જીભને પ્યારો લાગે તોપણ આત્માની સફાઇ, તેજ તથા પવિત્રતાને અનુકુળ થતો નથી માટે તે ન ખાવો. અધમ ખોરાકના ત્યાગથી શરીર દુબળું પડતું નથી, અથવા તાકાદ કમ થતી નથી; પણ આત્મા વધારે બળવાન બને છે, માટે એ જ કરવું યોગ્ય છે કે, કુદરતના નિયમને અનુસરીને શરીરનો સાંચો તેની કુદરતી નેમપર કુદરતી (વનસ્પતિ) ખોરાક ખાઇ ચાલવા દેવો.

## વનસ્પતિ ખોરાકની શ્રેષ્ટતા.

વનસ્પતિ ખોરાકમાં નીચે મુંજબ મૂખ્ય ગુણો છેઃ—

(૧) એ જ અંદાજાસરનો ખોરાક છે.

(૨) એ જ માણુસને માણુસાઈ હાલતમાં રાખનારો ખોરાક છે.

(૩) એ જ લાંબી ઉમ્મર ગુજારી શકાય એવો ખોરાક છે.

(૪) એ જ તંદુરસ્તી સચવાય એવો ખોરાક છે.

(૫) એ જ કરકસરવાળો ખોરાક છે,જેથી ગરીબમાં ગરીબ માણસ પણ સહેલાઇથી પોતાનું ગુજરાન કરી શકેછે.

(૬) એ જ ગમે તેટલા જથ્થામાં મળી શકે એવો ભરપૂર અને સર્વ ઠેકાણે આબાદી પાથરનારો ખોરાક છે.

(૭)એ જ સુલેહ સંપથી મેળવી શકાય એવો ખોરાક છે.

(૮) એ જ ખરેખરી પ્રીતિ, પ્યાર અને મોહોબતનો વધારો કરનારો ઉત્તમ ખોરાક છે.

**વળી બીજા ગુણો તેની સિદ્ધતા સાથે નીચે મુજબ છેઃ—**

**(१) वनस्पति खोराक ए आपणो मूळ खोराकछेः**— દુનીઆની શરૂઆતમાં લોકો ઝાડોનાં ફળફુલાદિ તથા મૂળીઆં ખાઇને નિર્વાહ કરતા હતા. વેદ તથા બીજાં હિંદુ ધર્મ-શાસ્ત્રોમાં વનસ્પતિ ખોરાકની જ આજ્ઞા આપી છે. જૈન ધર્મ-શાસ્ત્રમાં લખ્યુંછે કે— " દુનીઆની શરૂઆતમાં *જુગલિયાં માણસો હતાં, તેમને માટે દશ પ્રકારનાં કલ્પવૃક્ષ ઉત્પન્ન કરેલાં હતાં તે તેમનો આહાર તથા મનોવાંછિત ઇચ્છાઓ પૂરી પાડતાં હતાં. " એશીઆ ખંડની બીજી પ્રાચીન પ્રજાઓનાં વૃત્તાંત જોઇશું તો માલૂમ પડશે કે તેઓ પણ વનસ્પતિ-ખોરાક સિવાય બીજું કાંઇ જ ખાતી નહોતી. **આરબ લોકો, સીરીઆના લોકો, ચીનાઓ** તથા **જાપાનના લોકો** પણ વનસ્પતિ ખાઇને રહેતા હતાં. ઇરાન દેશના પ્રખ્યાત મુસાફર **સર જોન માલકમે** લખ્યું છે કે, ઘણા કદીમ (અસલી) જમાનામાં ઇરાનીઓ પોતાના ગુજરાનનો ઘણો આધાર ખેતીવાડી ઉપર રાખતા

* જોડવે અવતરે તે. એક છોકરો અને એક છોડી એમ જોડવે અવતરતાં.

હતા. યુરોપખંડની અસલી પ્રજાઓ કેવા પ્રકારનો ખોરાક ખાતી હતી તે તપાસીએ:—અસલના **ગ્રીક તથા રોમન** લોકો વનસ્પતિનો ખોરાક ખાતા હતા. **ડાઇકન** કવિએ લખ્યુંછે કે—" માણસો ફળ ફળાદિનો આહાર કરતા અને પ્રાણીઓના માંસથી તેઓના મૂખને અપવિત્ર કરતા નહોતા. પશુ, પંખીઓ તથા સસલાં છૂટથી તથા ધાસ્તી વગર ફરતાં હતાં. " **પોપ, ટોમસન** અને **શેલી** નામના નામાંકિત કવિઓ વનસ્પતિ ખોરાકની પ્રશંસા કરી ગયાછે. અને પ્રાણીના વધને સખત ભાષામાં વખોડી ગયા છે. **બાઇબલના** પહેલા તથા બીજા **જેનીસીસમાં** ઇશ્વરે, આદમને કહ્યું છે કે—" આ ઝાડોપર ફળ છે તે ખાજે." **એથીનિયન** લોકો અંજીર ખાઇને રહેતા. ( તેઓ આખી દુનીઆમાં બળબુદ્ધિ અને વિદ્યાકળામાં શ્રેષ્ટ હતા પણ પછીથી તેઓ જેમજેમ માંસ ખાતા ગયા તેમ તેમ નબળા થતા ગયા. ) અને **આરકેડિયન** લોકો 'એકોર્ન' નામનાં ફળ ખાતા. મુસલમાનોનાં ધર્મ પુસ્તકોમાં લખ્યું છે કે:—" અલ્લાએ દુનીઆની શરૂઆતમાં પ્રથમ બાવા આદમ અને બીબી હવાને પેદા કીધાં કે તુરત આદમની પૂર્વ બાજુમાં એક બગીચો હતો તેમાં ઉતર્યાં. તે બગીચો ભાજી પાલો તથા મેવાથી ભરપુર હતો તેમાં રાખ્યાં ને તે બગીચામાં થતી વનસ્પતિનાં ફળફુલાદિ ખાવાનો હુકમ આપ્યો." આ સઘળાં દૃષ્ટાંતો ઉપરથી સહ જ સિદ્ધ થાય છે કે, વનસ્પતિ ખોરાક એ જ આપણો મૂળ ખોરાક છે.

**( ૨ ) वनस्पति खोराक ए आपणो स्वाभाविक खोराक छेः**—જૂદાં જૂદાં પ્રાણીઓની શારીરિક રચના પરથી આપણને માલૂમ પડે છે કે કુદરતે માણસ વનસ્પતિનો જ ખોરાક સરજ્યો છે તે તેઓ

આવેછે. વાઘ, સિંહ કૂતરા વગેરે પ્રાણીઓને માટે **માંસનો ખોરાક** સરજ્યો છે તે તેમને સ્વાભાવિક અને અનુકુળ થઈ પડેછે. ઘોડાં, હાથી, ગાય વગેરે પ્રાણીઓને માટે **ઘાસનો ખોરાક** સરજ્યો છે તે સિવાય બીજો ખોરાક તેઓની પ્રકૃતિને માફક આવતો નથી. માંસાહારી પ્રાણીઓને પંજા અને નખ હોયછે. કૂતરીઆ દાંત મોટા અને લાંબા હોયછે ને તેઓની હોજરી નાની હોયછે. આવી રચનાને લીધે તેઓને માંસનો ખોરાક અનુકુળ પડેછે. ટુંકામાં તેઓને પોતાનો ભક્ષ પકડવાને અને ફાડી ખાવાને મજબૂત સાધનો આપેલાંછે, પણ માણસની શારીરિક રચના એવી નથી, તેમ જ ઘાસ ખાનાર પ્રાણીઓ જેવી પણ તદ્દન નથી; તેથી માણસને વનસ્પતિ ખોરાક માફક આવેછે, અને તેને બરાબર પચાવીને લોહી રૂપાંતર કરવાને દાંત, લાળ, જઠર, પિત્ત વગેરે રસોવાળાં મર્મસ્થાનો બક્ષેલાં છે. તેવાં મર્મસ્થાનો બીજાં પ્રાણીઓને હોતાં નથી. **લીનીયસ, બેરન કુવીઅર,** અને **ટોમસ બેલ** વગેરે ડૉક્ટરોનો મત એવો છે કે, માણસના શરીરની રચના ( મૂખ્યત્વે કરીને તેની હોજરી, હાથ, મોં ) જોતાં એટલું માલૂમ પડેછેકે કૂદરતે તેમને વનસ્પતિનો ખોરાક ખાવા માટે સરજ્યાછે.

(૩) **વનસ્પતિ ખોરાક એ આપણા માટે કુદરતી બક્ષીસ છેઃ**—દાખલા તરીકે બે રકાબીઓ જેમાંની એક તાજાં ફળથી ભરેલી અને બીજી માંસથી ભરેલી કોઇપણ મનુષ્ય આગળ મૂકીએ તો તાજાં ફળથી ભરેલી રકાબી પર તેને વધારે ઇચ્છા થશે; કારણ કે વનસ્પતિ ખોરાક સ્વચ્છ, સુંદર, સુગંધીદાર અને સ્વાદિષ્ટ છે.

(૪) **દુનીઆમાં વસતી જૂદી જૂદી પ્રજાનો**

**મોટો ભાગ વનસ્પતિ ખોરાક પર નિર્વાહ ચલાવેછેઃ—**

(૧) ઇ. સ. ની પહેલી સદીના **બ્રીટન** લોકો વનસ્પતિ અને મૂળિયાં ખાઇને નિર્વાહ કરતા અને રોમન લોકની માફક ગરમ રોટલી તથા દારૂ વાપરતા નહોતા, તેથી જ તેઓએ તેમને હરાવ્યા હતા.

(૨) **ઇગ્લાંડ અને વેલ્સના મજૂર લોકો** ૭૦ વર્ષ ઉપર તેમ જ હાલ પણ વનસ્પતિનો ખોરાક ખાયછે. ઇલીઝાબેથ રાણીના વખતથી માંસ મદિરાનો પ્રચાર પૈસાદાર લોકોમાં થવા માંડયો.

(૩) **આઇરીસ લોકોનો** મૂખ્ય ખોરાક વનસ્પતિનો જ હતો; અને હાલપણ તે લોકો બટાટા, દૂધ વગેરે ખાયછે અને તેઓ જમબૂત બાંધાના અને સહનશીળતાવાળા હોયછે. તેમ જ તેમની સ્ત્રીઓ પણ મજબૂત હોયછે. એવું પ્રખ્યાત એડમ સ્મીથ સાહેબે પોતાની "વેલ્થ ઓફ નેશન્સ" નામની ચોપડીમાં લખ્યુંછે.

(૪) **સ્કૉચ લોકો** ફળ ફુલાદિ, મૂળીઆં તથા ધાન્ય પર ગુજરાન ચલાવેછે.

(૫) **ફ્રેન્ચ લોકોનો** ⅔ ભાગ વનસ્પતિનો ખોરાક ખાયછે.

(૬) **સ્પેનના ગામડાના લોકો** મૂખ્યત્વે કરીને વનસ્પતિ ખોરાક પર જીવેછે. (માંસ થોડું જ ખાયછે.)

(૭) **યુરોપના દક્ષિણ ભાગમાં** વસનાર માણસોનો મોટો ભાગ વનસ્પતિનો ખોરાક ખાયછે.

(૮) **એશીઆ અને આફ્રિકાના લોકો** પોતાનો દેશ ગરમ હોવાથી વનસ્પતિનો ખોરાક પસંદ કરેછે.

(૯) **યુરોપ અને અમેરિકામાં** 'વેજીટેરિયન' (અન્ન-ફળ-કંદ-મૂળ ઉપર ગુજરાન ચલાવનારી) નામની

મંડળી ઉભી થઇછે તેમાં દાખલ થયેલાં માણસો બીલકુલ માંસ ખાતાં નથી. તેમાં ઘણાં માણસો દાખલ થયાંછે અને થતાં જાયછે.

(૧૦) આખી દુનિઆમાં સહુથી મોટા રાજ્ય 'રૂષ' ને જીતનાર હાલની જાપાનીઝ પ્રજા પણ મુખ્યત્વે વનસ્પતિનો ખોરાક ખાયછે.

એકંદરે આખી દુનીઆના પોણા ભાગ ઉપરાંત માણસો પોતાનો નિર્વાહ વનસ્પતિ ખોરાક પર ચલાવેછે.

(૫) **વનસ્પતિ ખોરાક માંસ ખોરાક કરતાં વધારે તાકાદવાળો છે**:—પોતાના રાજ્યને જંગલી અને અપ્રસિદ્ધ સ્થાનમાંથી ઘણું જ સત્તાવાળું અને ભવ્ય બનાવનાર ઇરાનનો **સાઇરસ બાદશાહ**, બાળપણથી વનસ્પતિનો ખોરાક ખાતો હતો; તેમ જ તેના સિપાઇઓ પણ બાળપણથી વનસ્પતિનો ખોરાક ખાતા હતા. છતાં તે પોતાના સિપાઇઓ સાથે ઘણા જ ટૂંકા વખતમાં હજારો માઇલની કુચ કરવાને શક્તિવાન હતો; તેમ જ તેણે ઘણી લડાઇઓ કરી અસાધારણ જીતો મેળવી હતી. વળી તે પોતાની ફોજથી બમણી ફોજ હોય તોપણ તેનો પરાજય કરતો હતો. એવી જ રીતે ગ્રીસ અને **રોમની** ફોજ વિષે પણ જણાયુંછે. એક ઇતિહાસકર્ત્તાએ લખ્યુંછે કેઃ—"દુનીઆમાં કોઈ પ્રજા **રૂશિયન** કરતાં વધારે સારા સિપાઇઓ ઉત્પન્ન કરતી નથી." તેઓ ધીરજ અને શાન્તિથી ઘણો પરિશ્રમ સહન કરેછે. એ સિપાઇઓ જન્મથી જ વનસ્પતિનો ખોરાક ખાઇને ઉછરેલા હોય છે. તેમ જ મી૦ હેલડરના એક કાગળમાં લખ્યુંછે કેઃ—"રૂશીઆના **સમશેર બાજ** માણસોની એક સહુથી સરસ જાત છે, તેમાં કોઇ માણસ ૭ ફૂટથી ઓછા માપનો નથી. તેઓ દર અઠવાડીએ જણુ દીઠ

**આઠ શેર કાળી રોટલી, ચાર શેર તેલ અને એક શેર મીઠું ખાયછે.**" તેમને જોતાં જ ખાત્રી થાયછે કે તેઓ માંસાહારી લોકોથી હઠે તેવા નથી. વળી મથુરાના રહેનાર **ચોબા લોકો** તથા અયોધ્યાના રહેનાર **પૂરવિયા લોકો** વનસ્પતિનો ખોરાક ખાયછે, તેઓ મલ્લને પણ જીતે એવા હોયછે. ખ્રિસ્તિઓનાં ધર્મપુસ્તકોમાં જણાવ્યુંછે કે-**ડાન્નીઅલ** અને તેના સાથીઓ જેઓ દાળ ખાતા અને પાણી પીતા તેઓ સર્વ માંસ ખાનારાઓ કરતાં વધારે માતેલા અને ખૂબસુરત હતા, **સ્પાર્ટનો,** કે જેઓ દુનિયામાં સર્વ માણસોમાં અંગબળ અને શરીરના બાંધામાં ચઢીઆતા હતા અને જેની બરોબરી કોઇ પણ પ્રજા કરી શકતી નહોતી, તેઓ સર્વ વનસ્પતિનો ખોરાક ખાતા હતા. તેમ જ **યુનાન દેશની** અંગબળની કસરતોના જાહેર અખાડાઓમાં જેઓથી માણસના શરીરના કૌવતને લગતા અનેક ચમત્કારો કરી બતાવવામાં આવતા હતા તેઓ સર્વ વનસ્પતિ ખોરાક પર જ રહેતા હતા. ઇંગ્લંડની વેજીટેરીઅન સોસાઇટીના વાર્ષિક હેવાલ ઉપરથી જણાયછેકે—અંગબળના ખેલોની અંદર પણ માંસાહારી કરતાં અન્નાહારી વિશેષ બળવાન છે એવા બે દાખલા હાલમાં માલૂમ પડયા છેઃ

( ૧ ) વનસ્પતિના આહાર ઉપર રહેનાર મિ. જ્યોર્જએલન ચાલવાની હરીફાઇની અંદર એક બળવાન માંસાહારી કરતાં ઘણા આગળ વધી ગયા હતા અને સાત દિવસ પહેલાં નિર્ણીત્ત કરેલે ઠેકાણે પહોંચી ગયા હતા.

( ૨ ) અન્નાહારી મી. જી. એ. ઓલે, કેટલાએક માંસાહરી સાથે બાઇસીકલ ઉપર બેસી દોડવાની હરીફાઇમાં ૧૧ કલાક વહેલા આગળ નીકળી ગયા હતા. આ ઉપરથી સિદ્ધ થાયછે કે વનસ્પતિ ખોરાક, માંસ ખોરાક કર-

તાં ઓછી તાકાદ વાળો નથી;બલકે તેથી વધારે તાકાદવાળો છે. પરંતુ આ દેશના હાલના હિંદુઓ વનસ્પતિ ખોરાક ખાવા છતાં આવી તાકાદવાળા નથી, તેનાં કારણો આગળ જણાવીશું.

(૬) **માંસાહારી પશુઓ કરતાં વનસ્પત્યાહારી પશુઓ વધારે પ્રબળ હોયછેઃ**—પશુ વર્ગમાં પણ કેટલાંક વનસ્પતિનો ખોરાક ખાનાર અને કેટલાંક માંસનો ખોરાક ખાનાર પ્રાણીઓ છે. તેમાં **હાથી, ઘોડો, ઊંટ, બળદ** અને **પાડા** વગેરે પશુઓનો માત્ર વનસ્પતિ ખોરાક ઉપર જ નિર્વાહ છે, તો જુઓ, મદોન્મત્ત **હાથી** ગમે તેવા માંસાહારી અને 'વનરાજ' તરીકે ગણાતા **સિંહ**થી પણ હઠતો નથી. વળી **ઘોડો** દોડવામાં, **ઊંટ** બોજો લેઇ મુસાફરી કરવામાં અને **બળદ** તથા **પાડા** ભાર ખેંચવામાં કેવા પ્રબળ છે ? માંસાહારી પશુઓમાં કયાં પશુઓ આવાં પ્રબળ છે વારૂ ?

ઉપરની હકીકતથી સાબિત થાયછે કે, વનસ્પતિ ખોરાક, ગુણકારી અને આપણા શરીરનું પોષણ કરવાને પૂરતો છે વળી તે આપણો મૂળ અને સ્વાભાવિક ખોરાક હોઇ, દેખાવમાં સ્વચ્છ, સુંદર, સુગંધીદાર અને સ્વાદિષ્ટ છે, તેમ જ તેનાપર દુનિયામાં વસતાં મનુષ્યોનો મોટો ભાગ ( પોણો ભાગ ઉપરાંત ) પોતાનું ગુજરાન ચલાવેછે. આપણા આર્યવૈદ્યો **સુશ્રુત, વાગ્ભટ** અને **ચરક** લખી ગયાછે કે વનસ્પતિ ખોરાક પુષ્ટિકારક અને રોગહારક છે. વનસ્પતિ ખોરાકમાં આવા અગાધ ગુણો છતાં માંસાહારી માણસો ખોટી તકરારો બતાવી માંસનો ઉપયોગ કરેછે તે કેવળ ગેરવ્યાજબી છે. આ નીચે માંસાહારી લોકોની તકરારો અને તેનું સમાધાન લખીએછીએ.

---

# માંસાહારી લોકોની તકરારો અને તેનું સમાધાન.

## તકરાર ૧ લી.

**માંસાહારી લોકો કહેછે કે:—** "જીવ, જીવનો આહાર છે, એટલે જેમ કુદરતે હિંસક જનાવરોના ખોરાક માટે બીજાં અમુક જનાવરો બનાવેલાંછે, તેમ માણસોના ખોરાક માટે પશુ-પંખીઓ બનાવેલાંછે." **તેનું સમાધાન જે:—**કુદરતે બધાં પ્રાણીઓના માટે માંસનો ખોરાક નિર્માણ કરેલો નથી. અને જો હોય તો માણસથી ઉતરતી પંક્તિનાં ગાય, ઘોડો, ભેંસ, બકરી, હાથી, ગધેડો વગેરે પ્રાણીઓ માંસનો ખોરાક કેમ ખાતાં નથી? અને જે જનાવરો માંસનો ખોરાક ખાયછે તે તદ્દન કાચો ખાયછે, તો માણસો કાચું માંસ કેમ ખાતાં નથી? વળી માંસાહારી જનાવરો માત્ર માંસ ઉપર જ પોતાનું ગુજરાન ચલાવી શકેછે, તો માણસો, માત્ર માંસ ઉપર જ પોતાનું ગુજરાન કેમ ચલાવી શકતાં નથી? આ ઉપરથી સિદ્ધ થાયછે કે 'માંસ ખોરાક' કુદરતી નથી પણ કૃત્રિમ છે. વળી જો માણસોના માટે માંસનો ખોરાક નિર્માણ કરેલો હોય તો અન્ન, ફળ, ફૂલ તથા દૂધ વગેરે પદાર્થો કયાં પ્રાણીઓને માટે ઉત્પન્ન કર્યા હશે?

## તકરાર ૨ જી.

**માંસાહારી લોકો કહેછે કે—" जीवो जीवस्य जीवनम्** એટલે જીવ, જીવનું જીવન છે. માટે પ્રાણી-

એનું માંસ ખાવામાં દોષ નથી," **તેનું સમાધાન જે**:—તેનો ખરો અર્થ એવો થાયછે કે, પ્રાણીઓ એક બીજાની મદદ વડે જીવી શકેછે. જેમકે, પશુઓ આપણને આપણો ખોરાક વગેરે ઉત્પન્ન કરવામાં મદદ કરેછે તથા આપણામાં જે ખામીઓ છે તે તેઓ બળ અને ચપળતાથી પૂરી પાડેછે તથા આપણા ઉપયોગમાં આવતી કેટલીક વસ્તુઓ તેમનાથી ઉત્પન્ન થઈ શકેછે, માટે પશુઓ આપણું જીવન છે અને આપણે પશુઓને ખાનપાન આપી પોષીએછીએ માટે તેઓનું જીવન આપણે છીએ. એ જ પ્રમાણે બીજાં પ્રાણીઓ પણ એક બીજાની મદદ વડે જીવી શકેછે તે કારણથી "**जीवो जीवस्य जीवनम्** " એમ કહ્યુંછે. જો પશુ પંખીઓ આપણા ખોરાક માટે સરજ્યાં હોય તો "**जीवो जीवस्य भोजनम्** " એમ શા માટે ન લખે ?

---

## તકરાર ૩ જી.

—(૦)—

**માંસાહારી લોકો** કહેછે કે—"વનસ્પતિ ખોરાક, માંસ ખોરાક જેટલી તાકાદ વાળો નથી; જો હોય તો વનસ્પત્યાહારી હિંદુઓ, માંસાહારી મુસલમાન, પારસી અને ઇંગ્રેજ વગેરે લોકો જેવા કદાવર, **મજબૂત બાંધાના અને જોરાવર** કેમ નથી?" **તેનું સમાધાન જે**:—હિંદુઓ ઘણું કરીને કસરત અને ચોખ્ખી તથા ખુલ્લી હવાની કદર બુજતા નથી, અને ગંધ મારતી તથા સંકડાશ વાળી જગામાં રહેછે વળી ઘણો મસાલાદાર અને તેલ ઘીથી રેલછેલ થતો મિષ્ટ ખોરાક ખાઇ તે પચાવવા જેટલી મહેનત

કરતા નથી તેથી તેઓનાં શરીર સુદૃઢ અને બળવાન થતાં નથી. વળી તેઓમાં *કુસંપ અને કેટલીક ખરાબ રૂઢીઓ જેવી કે **૧ બાળલગ્ન, ૨ કજોડાં, ૩ કન્યાવિક્રય, ૪ નાતવરો, ૫ મરનારની પાછળ રોવું-કૂટવું અને ૬ એકથી વધારે સ્ત્રીઓ પરણવી**, ઈત્યાદિએ વાસ કરેલો હોવાથી તેઓ શારીરિક તથા માનસિક બેસુમાર દુઃખ ભોગવી (મનની અસર પણ તનને થતી હોવાથી) થોડે થોડે આવી કમજોર હાલતમાં આવ્યા છે અને દિવસે દિવસે કમજોર થતા જાયછે. બીજા લોકોમાં આ દુષ્ટ રીવાજો નહિ હોવાથી તથા તેઓ કસરત અને ચોખ્ખી તથા ખુલ્લી હવાની કદર બુજતા હોવાથી તેઓનાં શરીર કદાવર, મજબૂત બાંધાનાં અને જોરાવર થાયછે. માત્ર માંસ ખોરાક ખાવાથી આવા થતા નથી. જો વનસ્પતિ ખોરાક ખાનાર આ પ્રમાણે વર્તે તો તેઓ માંસ ખોરાક ખાનાર કરતાં પણ ચઢીઆતા થાય એ નિઃસંશય છે. તે વિષે આપણે ચોબા તથા પુરબિયા વગેરે લોકોના દાખલા આગળ

* કુસંપ અને ઉપર લખેલી ખરાબ રૂઢીઓથી થતાં માઠાં પરિણામનું ટૂંક વર્ણન અત્રે આપીએ છીએઃ—

(૧) **કુસંપઃ**—મુસલમાનોમાં એક ભાણામાં ઘરનાં તમામ માણસો ભેગાં બેશીને જમે છે અને હિંદુઓમાં કેટલેક ઠેકાણે સગા ભાઇથી પણ પાણી પીવાનો સંબંધ હોતો નથી. એક ઠેકાણે સ્ત્રી, ધણી પાસેથી ધાન્ય લૂગડાં અપાવવાની સરકારમાં ફરિયાદ કરેછે, ત્યારે બીજે ઠેકાણે ધણી, સ્ત્રીને તાબે લેવાની ફરિયાદ કરેછે. એક ઠેકાણે બાપ, મરતી વખતે દીકરાને પોતાની મિલ્કત નહિ સોંપતાં,બીજાને વારસ ઠરાવેછે,ત્યારે બીજે ઠેકાણે દીકરો, માબાપથી જૂદો રહીને તેમને વૃદ્ધાવસ્થામાં ચાકરી કરવાને બદલે ભૂખથી દુઃખી કરેછે. ભાઇઓ ભાઇ,બાપની મિલ્કત વ્હેંચી લેવા સરકારમાં હજારો પૈસાનો ભોગ આપેછે. સગાંને

આપી ગયા છીએ. વળી માત્ર જાર, બાજરીનો લૂખો-પાખો રોટલો ખાઇ નિર્વાહ કરનાર અને અર્ધો ભૂખમરો વેઠનાર ગરીબ મજૂરોને જોશો તો તમને માલૂમ પડશે કે, મોં માગ્યાં મિષ્ટ ભોજનો ખાઇ ઘરમાં બેશી રહેનાર ગૃહસ્થો કરતાં તેઓનાં શરીર મજબૂત, નિરોગી અને બળવાન હોયછે.

## તકરાર ૪ થી.

**માંસાહારી લોકો કહેછે કે**—"આર્ય લોકો માંસાહાર છોડી દેઇ ભાજીખાઉ થયા તેથી શારીરિક તથા

---

ધંધે વળગાડવાનું ધ્યાનમાં નહિ લેતાં ઇર્ષા કરી એક બીજાનું બૂરૂં ઇચ્છેછે. "રોટલો આપીએ પણ ઓટલો ન આપીએ" એ અસૂક્ષ સૂચક કહેવત હિંદુઓમાં પ્રસરી રહીછે. આવા કુસંપરૂપી કળિયુગે વાસ કરેલા હિંદુઓના ઘરમાં સંપનું સુખ સ્વપ્નેય કયાંથી હોય ? કુસંપથી સ્વતંત્રતા ખોઇ બેઠા અને પૈસે ટકે ખાલી થઈ ગયા, તોપણ હજુ કુસંપની બળતી સગડી હિંદુઓ માથેથી હોલવતા નથી—**એવા કુસંપ રૂપી અગ્નિથી માણુસોનાં શરીર દગ્ધ થઈ દિનપ્રતિદિન કમજોર થતાં જાય એમાં શી નવાઈ ?**

(૧) **બાળ લગ્નઃ**—એકવીશ વર્ષની ઉમરનો પુરૂષ બાર વર્ષની કન્યાથી લગ્ન કરે તો યોગ્ય લગ્ન ગણાય છે. આવાં લગ્નો હિંદુઓમાં ઘણાંજ થોડાં જોવામાં આવે છે. પરંતુ ઘણે ઠેકાણે પાંચ પાંચ અને દસ દસ વર્ષનાં ઢીંગલો ઢીંગલીનાં લગ્ન થયેલાં જોવામાં આવેછે. તેથી ઘણે ઠેકાણે રૂપ, ગુણ અને ઉમ્મરનાં કજોડાં થાયછે. વળી બાળ વિધવા-

માનસિક શક્તિ ખોઇ બેઠા અને તેથી પરદેશી રાજાઓએ આવી સ્વારીઓ કરી; તેમાં હાર પામી આખરે પરાધિન પણું પામ્યા. " **તેનું સમાધાન જે**:-મહાભારતની લડાઇ પછી રાજ્યબંધન ટૂટી જવાથી ધર્મના રક્ષકો તથા પ્રવર્ત્તકો ન રહેવાને લીધે ધીરે ધીરે કૌલમત એટલે વામ માર્ગ જેને દેવિ અથવા શક્તિનો પંથ કહેછે, તેની પ્રવૃત્તિ થઇ તેથી દારૂ માંસનો અમર્યાદ ઉપયોગ થવા લાગ્યો; તેણે કરીને લોકો નિરૂદ્યમી થઇ ગયા. તેમજ મત ભેદ થયાથી એક બીજામાં વિરોધ ચાલ્યો એ સંધિનો લાભ લેઇ, પરદેશીઓએ પ્રવેશ કરી આર્યપ્રજાનો પરાભવ કર્યો અને યવન રાજ્યની સ્થાપના થઇ. કાંઇ માંસાહાર મૂકી દેવાથી આર્યપ્રજા આ અવસ્થાને પામી નથી કારણ કે માંસાહાર કરતાં વનસ્પતિનો આહાર કાંઇ ઓછી તાકાદ વાળો નથી.



---

એ થવાનો સંભવ રહેછે કારણકે મોટી ઉમરે પહોંચેલા કરતાં નાની ઉમ્મરનાં મરણ ઘણાં નીપજેછે. વળી તેઓનો કાચી ઉમરે સંગમ થવાથી તેમનાં શરીર તવાઈ જઈ નિર્બળ થઈ જાયછે. પછી તેમના વડે ઉત્પન્ન થયેલાં સંતાન તેમનાથી પણ વધારે કમજોર થાય એમાં શી નવાઈ? વળી બાળપણામાં છોકરાં થવાથી પુરૂષ, સંસાર વ્યવહારની ખટપટમાં અને રળવાની ચીવટમાં પડેછે તેથી તેનાથી વિદ્યાભ્યાસ થઇ શકતો નથી અને શારીરિક તથા માનસિક શક્તિ ખોઇ બેસેછે વળી એક બીજાનાં રૂપ, ગુણ અને સ્વભાવ મળતાં નહિ આવવાથી પરસ્પરમાં અણબનાવ થઈ જીંદગી પર્યંત ભવેડા થયાં કરેછે. **આવા બાળલગ્નના બળાપા રૂપી અગ્નિથી સ્ત્રી—પુરૂષોનાં શરીર દગ્ધ થઇ દિનપ્રતિદિન કમજોર થતાં જાય એમાં શી નવાઇ ?**

## તકરાર ૫ મી.

**માંસાહારી લોકો કહેછે કેઃ**—" માંસ મદિરા જેવા ગરમ પદાર્થોનું સેવન કરવાથી શરીર તથા મનની શક્તિ વધેછે અને તેથી માણસો ભારે કામ સહેલથી કરી શકેછે." **તેનું સમાધાન જેઃ**—માંસ મદિરા ગરમ હોવાથી શરીરમાં થોડા વખત માટે જુસ્સો આવેછે, એ વાત તો ખરીછે, પણ મગજ ગરમ થઈ જવાથી એ જુસ્સાનો માઠો ઉપયોગ કરેછે; અને ભારે ઉપયોગી કામો કરવાને બદલે ભારે જોખમી કામો કરેછે. વળી એ જુસ્સો થોડો વખત રહેછે પણ પાછળથી પ્રત્યાઘાત રૂપે નબળાઈ પેદા થાયછે. માંસ મદિરાનું સેવન કરનાર (ઝનુની સ્વભાવ, લાલચોળ આંખ, તથા ફૂલેલી નસોવાળા) માણસોના હાથે જ ખૂનની છરી ફરવાના બનાવ બનતા આપણે જોઇએ છીએ. વળી રોમ સળગાવી મૂકનાર **નીરો** જેને મનુષ્ય જાતિ તરફ ભારે

---

(૩) **કજોડાંઃ**—દસ વર્ષની કન્યા અને સાઠ વર્ષનો વર (બીબી ઘર જોગ ત્યારે મિયાં ઘોર જોગ!) દસ વર્ષનો વર અને વીસ વર્ષની કન્યા (જાણે ઉંટની કોટે બકરૂં બાંધ્યું!) આવાં કજોડાંથી થયેલાં લગ્નનાં સ્ત્રી–પુરૂષો શું સુખ પામેવારૂ? આયુર્વેદના 'સુશ્રુત' ગ્રંથમાં લખ્યુંછે કે,—" પૂરાં પચીસ વર્ષની પુક્ત ઉમરના પુરૂષ ને પૂરાં પંદર વર્ષની કન્યાના સંગમથી ઉત્પન્ન થયેલાં સંતાન કદાવર, મજબૂત બાંધાનાં અને જોરાવર હોયછે." પણ જ્યાં ઉમ્મરનું બીલકુલ પ્રમાણ નહિ તો પછી સંતાન જોરાવર થવાની શી આશા? કજોડાંવાળાં સ્ત્રી–પુરૂષોને દંપતિ સુખ સ્વપ્નેય મળતું નથી પણ

તિરસ્કાર હતો તે તથા **નેપોલિઅન** ઘણા જુલમી થયા હતા તેપણ માંસ મદિરાનું સેવન કરવાથી ૦૮.

---

## તકરાર છ ઠ્ઠી.

—(૦)—

**કેટલાક માણસો પોતે હિંસા નહિ કરતાં વેચાતું માંસ લેઇ અગર બીજા પાસે હિંસા કરાવી આહાર કરનાર કહેછે કેઃ—**" અમે હિંસા કરતા નથી તો માત્ર માંસાહાર કરવાથી અમને પાપ થતું નથી. " **તેનું સમાધાન જેઃ—**માંસનો વાપર ઓછો થાય તો હિંસા ઓછી થાય અને વાપર વધારે થાય તો હિંસા વધારે થાય. મતલબ કે માંસના ઉપયોગના પ્રમાણમાં હિંસા થાયછે.

---

અરસપરસમાં અણરાગ થઈ હમેશાં ટંટા બખેડા થયાં કરેછે અને કેટલેક ઠેકાણે તો તેઓ આપઘાત કરી મૃત્યુ પામેલાં પણ સાંભળવામાં આવ્યાંછે. "કર્મે કજોડુ આખા જગમાં વગોણું, દુઃખ કોને કહીએ." આવું બોલનાર ભવૈયા લોકો વેષ કાઢી સમજાવેછે, પણ આપણી ભોળી આર્યપ્રજા આ રીવાજ છોડતી નથી. વળી કજોડાં થવાથી વ્યભિચાર થવાનો સંભવ રહેછે. **આવા કજોડાંના મહાન કષ્ટ રૂપી અગ્નિથી સ્ત્રી-પુરૂષોનાં શરીર દગ્ધ થઇ દિનપ્રતિદિન કમજોર થતાં જાય એમાં શી નવાઈ!**

(૪) **કન્યાવિક્રયઃ**—હિંદુઓની ઉંચ વર્ણમાં "દીકરીના ઘરનું પાણી પીવાય નહિ." એવો રીવાજ હોવાથી તેનાં માબાપો તેના ઘરનું પાણી પીતાં (અગર) ખાતાં

માટે માત્ર માંસ ખાનારને પણ હિંસાનું પાપ લાગેછે. જેમ ચોરી કરનાર ગુન્હેગાર છે અને ચોરીનો માલ લેનાર પણ ગુન્હેગાર છે. તેમ હિંસા કરનાર પાપીછે અને માંસ ખાનાર પણ પાપી છે. **મનુસ્મૃતિના** ગૃહસ્થાશ્રમ નામના પાંચમા અધ્યાયના ત્રીજા ભાગમાં નીચે લખેલાને ઘાતક એટલે મારનાર કહ્યાછેઃ—

**શ્લોક.**

**अनुमन्ता विशसिता निहन्ता क्रयविक्रयी ।**
**संस्कर्ता चोपहर्ताच पश्वाद्श्चेति घातकाः ॥**
**[ खादक श्चेति घातकाः ॥ ]**

**અર્થ.**

**અનુમન્તા**—કોઇ પ્રાણીને મારી નાખવામાં અભિપ્રાય આપનાર.

**વિશસિતા**—પ્રાણીના કડકા કરનાર.

---

નથી અને કદાપિ કાંઇ કારણસર તેમ કરવું પડે તો તેને કાંઇ નાણું આપીને તે પ્રમાણે કરેછે. દીકરીના ઘરનું પાણી પીવામાં દોષ અને તેને વેચીને તેના પૈસા લેવામાં દોષ નહિ એ કેવી નવાઇની વાત ? દીકરીનો પૈસો લેનાર બાપ, તેને સુખ છે કે દુઃખ તે જોતો નથી. વર નાનો હોય કે મોટો હોય, રોગી, અભણ, નિર્ધન કે ગાંડો હોય, તેની તે દરકાર રાખતો નથી; જ્યાંથી વધારે પૈસા મળે એવા ઠેકાણે હડસેલી મૂકેછે. "મસાણના લાડુમાં એલચીનો સ્વાદ કયાંથી હોય" ? એ કહેવત પ્રમાણે પૈસા લેઇ દીધેલી કન્યાને સાસરે સુખ ક્યાંથી હોય ? નાહી ધોઇને વર માંડવે ચઢયા હોય અગર ગૃહસ્થ છતાં વર બુઢ્ઢો, રોગી કે અકુળવાન હોય એવા ઘરમાં દીધેલી કન્યાને ઘણું કરીને ભૂખ કે વિધવાપણાનું દુઃખ વેઠવું પડેછે. **આવી રીત કન્યાવિક્રયથી થયેલાં લ-**

**નિહન્તા**—પ્રાણીને મારી નાખનાર.
**ક્રયવિક્રયી**—પ્રાણીના માંસને અર્થે તેને વેચનાર
તથા ખરીદનાર.
**સંસ્કર્તા**—માંસને રાંધનાર.
**ઉપહર્ત્તા**—માંસને ઉપાડી લાવનાર.
**ખાદકઃ**—માંસ ખાનાર.

ઉપર લખેલા સઘળાને મારનાર કહ્યા છે. મતલબ કે તેઓને હિંસા કર્યાનું પાપ લાગેછે. આ ઉપરથી સિદ્ધ થાયછે કે વેચાતું લેઈ અગર બીજા પાસે હિંસા કરાવી માંસ ખાનારને પણ પાપ લાગે છે.

---

## તકરાર ૭ મી.

---

**કેટલાક કહેછે કેઃ**—"વેદમાં કહેલુંછે કે, યજ્ઞમાં અવશેષ રહેલું માંસ ખાવું; **તેનું સમાધાન જેઃ**—આ

---

**નનાં સ્ત્રી-પુરૂષોનાં શરીર અનેક પ્રકારનાં દુઃખ રૂપી અગ્નિથી દિનપ્રતિદિન કમજોર થતાં જાય એમાં શી નવાઇ?**

**(૫) નાતવરોઃ**—એક દિવસના વાળુમાં ઘણા દિવસની કમાણી ઉપર પાણી ફેરવવાનો રીવાજ શા માટે જોઇએ? પાસે પુંજી ન હોય તો ઘર તથા જમીન વગેરે વેચીને નાગા થઇ ચંદરવો બાંધવો શા માટે પસંદ કરોછો? એક પૈસાનું શાક જોઇતું હોય તો પાઇનો બચાવ કરવા કોળું શાક ખરીદે, એવા કંજુસને પણ દમડી દમડીએ કરી બચાવેલો પોતાના જીવ સમાન પૈસો, એકીવારે વાપરવો પડેછે અને નિર્ધન હોય તો પણ કરજ કરીને વરો કરવો પડેછે. અને પછી તેના વ્યાજમાં ડૂલી જાય છે. **આવા નાતવરાના કરજ રૂપી અગ્નિથી સ્ત્રી-પુ-**

કહેવું તેમનું સમજફેર છે, કારણ કે વેદવાક્ય આજ્ઞા રૂપ નથી પણ તેટલી છૂટ આપવા રૂપ છે. જે પુરુષને માંસ ખાધા વગર ન જ ચાલતું હોય તેને દેવના યજ્ઞમાં હોમ કર્યા પછી અવશેષ રહેલું માંસ ખાવાની છૂટ આપી હોય એવું જણાયછે. માટે બની શકે તો માંસ ભક્ષણ બીલકુલ છોડી દેવું એવો વેદ વાક્યનો અભિપ્રાય છે. જે છોકરો બહુ જ રમતીઆળ હોવાથી ભણતો ન હોય તેને તેનો બાપ કહે કે, "તારે એક કલાક રમવું" એ વાક્યનો અર્થ—"તું એક કલાક નહિ રમશે તો હું તને મારીશ" એવો નથી, પણ "તારે રમત કર્યા વગર ન જ ચાલતું હોય તો એક કલાક રમવાની છૂટ છે." માટે બની શકેતો રમત છોડી જ દેવી એવો અર્થ થાયછે. માટે તે વાક્ય જેમ નિવૃત્તિનું નિરૂપણ કરેછે તેમ વેદ પણ નિવૃત્તિનું નિરૂપણ કરેછે. પ્રવૃત્તિનું નિરૂપણ કરતા

---

રૂષોનાં શરીર દગ્ધ થઈ દિનપ્રતિદિન કમજોર થતાં જાય એમાં શી નવાઇ ?

(૬) **મરનારની પાછળ રોવું કૂટવું**:—મુસલમાન લોકોના શાસ્ત્રમાં કહ્યુંછે કે–"મરનારની પાછળ તેનાં સગાં જે આંસુ તથા લીંટ પાડેછે તે મરનારને ખાવું પડેછે." આ કારણથી તે લોકો બીલકુલ કૂટતા રોતા નથી તેમ જ ઇંગ્રેજ લોકોમાં પણ એ રીવાજ નથી. હિંદુ ધર્મશાસ્ત્રના મિતાક્ષરા ગ્રંથમાં લખ્યુંછે કેઃ—

**શ્લોક.**

श्लेष्माश्रुबांधवैमुक्त प्रेतोभुक्तं यतो ऽवशः ।
अतो नरो दितव्यंहि क्रियाःकार्याःस्वशक्तिः ॥

અર્થઃ–મરનારની પાછળ તેનાં સગાં વહાલાં રડી કૂટીને આંસુ તથા લીંટ પાડેછે, તે મરનાર પ્રેત ખાયછે,

નથી. આ બાબત શ્રીમદ્દ ભાગવતના ચોથા સ્કંધના પચીસમા અધ્યાયમાં શ્રી નારદજીએ પ્રાચીનબર્હી રાજાને યજ્ઞમાં પશુનો હોમ નહિ કરવા બોધ કરેલોછે.(વાંચો આ પુસ્તકનું પૃષ્ટ ૩૬ મું)

---

## તકરાર ૮ મી.

---

**કેટલાંક માણસો કહેછે કે**—"દુનિયામાં બધાં માણસો, માંસનો ખોરાક તજી દેઈ માત્ર વનસ્પતિ ખોરાક પર નિર્વાહ ચલાવે તો વનસ્પતિ ખોરાક એટલો બધો મોંઘો થઈ જાય કે તે માણસોને ખરીદવો ઘણો જ મુશ્કેલ થઈ પડે." **તેનું સમાધાન જે**:—વનસ્પતિ ખોરાક ખાનારની સંખ્યામાં વધારો થવાથી જેટલો નવો ખપ ઉત્પન્ન થશે તેટલો વનસ્પતિ ખોરાક તેઓ સહેલાઇથી ઉગાડી શકશે. હજારો કોસની પડતર જમીનને ખેતીવાડીના ઉપયોગમાં લીધાથી જોઇએ તેટલું અનાજ અને તરકારી મેળવી શકાશે. અને ખપના પ્રમાણમાં પાક વધવાથી તેની

---

કેમકે તે પોતાને વશ નથી. એ માટે મૂઆની પાછળ રોવું કૂટવું નહિ, પણ મરનારની ક્રિયા યથાશક્તિ કરવી. આમ છતાં આપણી આર્યપ્રજામાં નાના બાળકની પેઠે પોક મૂકીને રોવાનો તથા જંગલી રીતે કૂટવાનો ચાલ છે એ ઘણી જ અફસોસની વાત છે. મરણના પ્રમાણમાં જો ઓછું રૂવે-કૂટે તો લોકો તેની નિંદા કરેછે અને વધારે રૂવે કૂટે તો તેમને જશ મળેછે. આ કારણથી લોકો રોવા કૂટવામાં કચાશ રાખતા નથી. સ્ત્રીઓ કૂટી કૂટીને છાતીઓ લાલચોળ જેવી કરી મૂકેછે અને જો કચોલું મરણ થયું હોય તો પછાડો ખાઇ માથાના વાળ પણ ખેંચી કાઢેછે, તેથી લોહીલુહાણ થાયછે અને વખતે મરણ પણ પામેછે. આ પ્રમાણે કૂટવાથી સ્ત્રીઓને વ્યાધિ થાયછે અને સ્તનનું દૂધ બગડવાથી બાળકો પણ રોગી થાયછે. બહુ રો-

કીમતમાં પણ વધારો થઇ શકશે નહિ, પણ ઉલટો માંસ ખોરાક ખાનારની સંખ્યામાં ઘટાડો થવાથી ઉત્પાદક પ્રાણીઓની સંખ્યામાં વધારો થતો જશે અને વધારો થવાથી ખેતીવાડીના કામને ઘણી જ મદદ મળવાથી વનસ્પતિ અને દૂધનો ખોરાક વધારે ઉત્પન્ન થઇ સસ્તો મળશે. જનાવરો તરફથી મળતી કોઇપણ વસ્તુનો જેમ જેમ ખપ વધતો જાય છે, તેમ તેમ તેની કીમત પણ વધતી જાયછે; કેમકે ખપના પ્રમાણમાં તેની ઉત્પત્તિમાં વધારો થઇ શકતો નથી પણ તેથી ઉલટી રીતે ઝાડપાનમાંથી મળતી હરકોઇ ચીજનો જેમ જેમ ખપ વધતો જાયછે, તેમ તેમ તેની કીમત ઉલટી ઘટતી જાયછે. કેમકે ખપના પ્રમાણ કરતાં પણ તેની ઉત્પત્તિમાં પુષ્કળ વધારો કરી શકાય છે. અર્થવિદ્યાનો એક અમેરીકન વિદ્વાન એ નિયમની સાબિતીમાં ઘણા દાખલા આપેછે, તેમાંના બે દાખલા હું આ નીચે લખું છું:—લખવાનાં 'ક્વીલ' કે જે જનાવર તરફથી

---

વાથી સ્ત્રીપુરૂષોનાં શરીર તથા આંખો બગડેછે, કારણ કે મનની અસર તનને થાયછે. વળી ડૉકટરોના મત પ્રમાણે આંસુ એ લોહીમાંના પાણીનો ભાગ તથા કેટલાક ખાર, તેમાંના રૂંકામાં જૂદો પડેલો ભાગ છે. એ ખારૂં પાણી અતિશય ભય, ક્રોધ, શોક, વગેરેથી લોહી ઉકળી જઇ બહાર નીકળેછે, અને તેથી આંખ તથા શરીરને નુકશાન થાયછે. વળી મરનારનો શોક પાળી ખાધા પીધામાં પણ ઘણું દુઃખ વેઠેછે, તેથી પણ શરીરને નુકશાન થાયછે. વળી શોક કરવાથી પણ શરીને ઘણું નુકશાન થાયછે. હિતોપદેશમાં કહ્યુંછે કેઃ—

**शोकस्थान सहस्राणि भयस्थानशतानिच ।**
**दिवसे दिवसे मूढ माविशांति न पंडितं ॥**

અર્થઃ—શોકનાં ઠેકાણાં હજારો છે, ને ભયનાં ઠેકાણાં

મળતી પેદાશ છે તે પ્રથમ લખનાર ઓછા હોવાથી સસ્તી કીમતે પૂરાં પડી શકતાં હતાં, પણ જેમ જેમ લખનાર વધતા ગયા તેમ તેમ તેનો ખપ વધવા લાગ્યો; પણ શું તેથી તેની પેદાશ પણ વધી શકી હશે? નહીં, બીલકુલ નહીં. પછી તરત જ માણસનું ધ્યાન લોખંડ તરફ દોડયું અને 'સ્ટીલ પેન' ની નવી બનાવટ કરી. આજે તમે માગશો એટલી સ્ટીલપેનો સસ્તી કીમતે મળી શકશે. જો આ નવી બનાવટ થઇ ન હોત તો આજે રૂપીઆનું એક પણ કવીલ મળવું મુસ્કેલ થઇ પડત. એ જ પ્રમાણે અગાઉ ચામડાં ઉપર લખાણ કરવામાં આવતું હતું. આજે તેને ઠેકાણે કાગળો વપરાય છે; જો તે ન હોત તો કરોડો બકરાં મેંઢાંનાં ચામડાં ક્યાંથી મળવાનાં હતાં? આ ઉપરથી જણાયછે કે જેવી સહેલાઇથી ખનીજ પદાર્થો અને ઝાડપાનને લગતી વસ્તુઓની પેદાશ તેના ખપના પ્રમાણમાં વધારી શકાશે, તેવી રીતે જનાવરોમાંથી મળતી વસ્તુ-

---

મૂઢપણું આવે ને ડહાપણ જતું રહે. **આ પ્રમાણે મરનારની પાછળ શોકાગ્નિથી સ્ત્રી-પુરૂષોનાં શરીર દગ્ધ થઇ દિનપ્રતિદિન કમજોર થતાં જાય એમાં શી નવાઇ?**

**(૭) એકથી વધારે સ્ત્રીઓ પરણવાનો રીવાજઃ—** એકથી વધારે સ્ત્રીઓ પરણવાથી ઘરમાં કંકાસનું બીજ રોપાયછે તેનું કેટલીએક નાતોમાં બીલકુલ ભાન નથી. અમદાવાદના ઔદીચો અને કડવા કણબીમાં, ચરોતરના પાટીદારોમાં અને સુરત જીલ્લાના દેશાઇઓ વગેરેમાં—એક મૂકી ચરતી, એક મૂકી ફરતી અને એક મૂકી પાણી ભરતી, એમ જેટલી મરજીમાં આવે તેટલી સ્ત્રીઓ પરણ્યાં જ જાયછે. દેનાર ભૂલે તો લેનાર ભૂલે. આ શી જુલમની વાત? શોકયનાં છોકરાં ઉપર એક બીજાની માતાઓ ઘણો દ્વેષ રાખેછે અને વખતે મારી પણ

ઓ પેદાશમાં વધી શકતી નથી; અને તેથી તે ખપના વધારા સાથે મોંઘી થતી જાયછે.

---

## તકરાર ૯ મી.

---

**કેટલાક લોકો ઉંચ વર્ણ અને નીચ વર્ણનો તફાવત બતાવી કહેછે કે:**—"નીચ વર્ણને હિંસા કરવાની તથા માંસ ખાવાની શાસ્ત્રોમાં છૂટ આપીછે. અથવા તો શાસ્ત્રો ઉંચવર્ણને માટે રચાયેલાં છે માટે નીચ વર્ણને તે કામો કરવામાં દોષ નથી." **તેનું સમાધાન જે:**—આ જગત્ ઉત્પન્ન થયું ત્યારે એક જ જાતિ વાળું હતું. પછી લોકો જેમ જેમ નીચ–ઉંચ કર્મ કરતા ગયા તેમ તેમ નીચ–ઉંચ વર્ણ બંધાઇ. પણ ખરૂં જોતાં નીચવર્ણ જો પોતાનું નીચ કર્મ મૂકી દે તો તે પણ ઉંચ વર્ણ જ છે. **શ્રી મહાભારતના** શાન્તિ પર્વના ૧૮૮મા અધ્યાયમાં **ભૃગુઋષિએ** ભારદ્વાજને કહ્યુંછે કે:—

---

નાખેછે. રાજા દશરથની સ્ત્રી કૈકેઈએ પોતાના દીકરા ભરતજીને ગાદીએ બેસારવા રાજાને અવળું સમજાવી પોતાની શોકયના પૂત્ર રામને વનવાસ કઢાવ્યા હતા એ સહુના જાણવામાં છે. એક ચોર, બે સ્ત્રીઓ અને તેના ભરથારનું યુદ્ધ જોતાં એક શાહુકારના ઘરમાં સપડાઈ ગયો હતો, તેને રાજાએ બીજી સ્ત્રી પરણાવવાની શિક્ષા કરવાનો હુકમ કર્યો ત્યારે તેણે કહ્યું કે "મને ગમે તો દેશ નિકાલની શિક્ષા કરો પણ બીજી સ્ત્રી પરણાવવાની શિક્ષા કરશો નહિ;" મતલબ કે બે સ્ત્રી પરણનાર પુરૂષને ઘણું જ દુઃખ વેઠવું પડેછે. શોકયો પણ એક બીજા ઉપર ઘણો દ્વેષ રાખી, હમેશાં વઢવાડો વઢેછે અને સ્વામીને ઘણું સંતાપેછે. આ ઉપરથી "શોકયોનો ખાર" પ્રસિદ્ધ છે. સ્ત્રીઓ ગાયછે કે:—

**શ્લોક.**

**नविशेषोस्तिवर्णानां सर्वब्रह्ममिदंजगत् ।**
**ब्रह्मणा पूर्वं सृष्टं हि कर्मभिर्वर्णतां गतम् ॥**

**અર્થ.**

બ્રહ્માએ સૃજેલું આ સર્વ જગત્ પૂર્વે બ્રાહ્મણ જાતિ વાળું હતું, કાંઈ વર્ણ ભેદ ન હોતો; પણ પછી કર્મે કરી વર્ણપણાને પામ્યું.

## માંસભક્ષણ નહિ કરવા વિષે બોધ.

**ગરબી.**

( ઓધવજી સંદેસો કહેજો શ્યામને, એ રાગ. )
ભૂખ માંહી કદી આહાર ન લેએ માંસનો,
મૂકી સુંદર વનસ્પતિનો આહાર જો;
ધાન્ય ફળાદિ ધરતીમાં બહુ નીપજે,

---

**એક ગોરીનો નાવલોરે, જાણે કળાયેલ મોર;**
**એ ગોરીનો નાવલોરે, જાણે હરાયું ઢોર ! !**

મતલબ કે એક સ્ત્રીનો સ્વામિ દંપતિ સુખ ભોગવી કળાયેલ મોરની પેઠે સુખમાં દિવસ નિર્ગમન કરેછે અને બે સ્ત્રીઓનો સ્વામિ હરાયા ઢોરની પેઠે દુઃખમાં દિવસ ગુજારેછે. **આવા શોક્યાળા ઘરમાં શોકાગ્નિથી સ્ત્રી-પુરૂષોનાં શરીર દગ્ધ થઇ દિનપ્રતિદિન કમજોર થતાં જાય એમાં શી નવાઇ ?**

ઇત્યાદિ ખરાબ રૂઢીઓએ અને કુસંપે આપણી આર્યપ્રજામાં વાસ કરેલો હોવાથી તેઓ તન મન અને ધનથી નિર્બળ થતા ગયાછે અને થાયછે તો શામાટે એઓને આપણા દેશમાંથી હાંકી કાઢવાં ન જોઇએ ?

દૂધ, દહીં, ઘી, મિષ્ટ પદારથ સારજો—મૂખ૦ ૧
નિરદોષી નિરરોગી આ ખોરાક છે,
શોભીતો ને સ્વચ્છ સુગંધીદાર જો;
નર નારીના નિર્વાહ માટે નિરમ્યો,
કુદરતે આ વનસ્પતિનો આહાર જો—મૂખ૦ ૨
તેહ તજીને માંસાદિ તમે વાપરો,
પૂરો પાપી પેટ તણો આ ખાડ જો;
જીવ્હા-સ્વાદે જીવ તણી હિંસા કરો,
કર્મ કહીએ સર્વ થકી અનાડ જો—મૂખ૦ ૩
કુદરતી ન કહીએ આ કૃત્રિમ છે,
મોંઘો મેલો માંસાદિનો આહાર જો;
બદબો રે ઊડે ને માંખો બણબણે,
આરોગતાં તે રોગાદિ અપાર જો—મૂખ૦ ૪
દેહ ફૂલે ને ડૂલે વ્યસની બહુ બને,
ક્રોધી ને વળી ક્રૂર અતિશય થાય જો;
આ લોકે પરલોકે બહુ નુકશાન છે,
જીવન-વૃક્ષ સઘળાંનું છેદાય જો—મૂખ૦ ૫
હિંદુ, મુસલમાન, ઇંગ્રેજો, પારસી,
નિંદ્યું સહુનાં શાસ્ત્રોમાં નિરધાર જો;
સમજેલા જન માંસ મૂખે લેતા નથી,
અણ સમજેલા કરે તે ઉપર પ્યાર જો—મૂખ૦ ૬
જન વિવેકી જે છે હાલ વિલાયતે,
સારાસાર વિચારી માંસ ન ખાય જો;
સ્થાપન કીધી મંડળી "વેજીટેરિયન,"
દિન દિન અતિ વૃદ્ધિ તેમાં થાય જો—મૂખ૦ ૭
બુદ્ધિવંતા મુસલમાનો પારસી,
મૂખ માંહી નથી લેતા માંસાહાર જો;

માંસાહારી માંસ તજે બીજા બહુ,
હાલ જમાનો સુધારાનો સાર જો—મૂખ૦ ૮
જેમ વસેછે મહા જળ માંહી માંછલાં,
આહાર તણી ન દીસે તેને ખોટ જો;
તેમ છતાં તે જીવ્હા-સ્વાદને કારણે,
મૃત્યુ પામે ખાતાં જાળમાં લોટ જો—મૂખ૦ ૯
તેમ તજીને અન્ન, જન કરતાં માંસનો,
સ્વાદ થકી આ સ્વાર્થહીનો આહાર જો;
મુઆ પછી તે કર્મ રૂપી જાળે પડી,
ખાશે મોહોકમ જમ-દૂતોના માર જો—મૂખ૦ ૧૦
વૈદ્ય, હકીમો, ડૉકટરો એવું કહે,
અમુક રોગોમાં માંસ લેવું નહિ મૂખ જો;
તે કારણથી નેષ્ટપણું તેમાં નક્કી,
તેમ છતાં શા માટે માનો સૂખ જો ?—મૂખ૦ ૧૧
જરૂર હતી જો માણસને આ આહારની,
અન્ન તણો શા માટે કરત જ આહાર જો ?
કોને માટે અન્ન, દૂધ અવનીમાં રચ્યાં ?
એહ વિચારો યારો મારા સાર જો—મૂખ૦ ૧૨
અનાદિથી અન્નાદિ ખૈને જીવે,
માંસ ઉપર જન જીવે નહી તદ્દન જો;
તેહ કારણથી શ્રેષ્ટપણું અન્નમાં દીસે,
મનન કરી વિચારો સમજુ જનજો—મૂખ૦ ૧૩
ધર્મના બાને હિંદુ નિંદે માંસને,
હાલ ઇંગ્રેજો નિંદે અવગુણ માટે જો:
જેનાથી ઉછર્યાં તે આહાર અળગો કરે,
કહો એ કેવી આશ્ચર્યકારક વાત જો ?—મૂખ૦ ૧૪
અપવિત્ર વસ્તુ માંસ સમ એકે નથી,

તેમ છતાં તમે માનો છો પવિત્ર જો;
અહિત અન્ય ને આપ તણું પ્રીછો નહીં,
નિચ આહાર લેઇ નિર્દય બનો શું મિત્ર જો?—મૂખ૦૧૫
માંસાહારી દીસે સઘળા માનવી,
દયા અને વળી દાન થકી રહીત જો;
કહેવત છેકે—"આહાર તેવો ઓટકાર છે,"
બુદ્ધિ તેથી બગડે છે ખચીત જો—મૂખ૦ ૧૬
ઈત્યાદિ અવગુણો દીસે માંસમાં,
અનુભવ ને વળી શાસ્ત્રાદિ અનુસાર જો;
પુન્ય દાનાદિ કરતાં પણ પામે નહીં,
**મોતી** માંસાહારી મુગતિ દ્વાર જો—મૂખ૦ ૧૭



# પ્રકરણ ૪ થું.

## હિંસા અને માંસ ભક્ષણ નહિ કરવા વિષે હિંદુ, મુસલમાન પારસી અને ખ્રિસ્તિ ધર્મશાસ્ત્રોનાં પ્રમાણો તથા ડૉકટરો અને કવિઓના અભિપ્રાય.*

## (१) हिंदु धर्म शास्त्रोनां प्रमाण.

अहिंसा परमो धर्मः ( વેદ વાક્ય. )

(૧) શ્રી મહાભારતના શાંતિપર્વના ૧૬૨ મા અધ્યાયમાં કહ્યું છે કેઃ—

श्लोक.

अद्रोहः सर्व भूतेषु कर्मणा मनसागिरा ।
अनुग्रहश्च दानंच सतां धर्मः सनातनः ॥

અર્થ.

મન, વાણી તથા કર્મે કરી પ્રાણી માત્રનો દ્રોહ ન કરવો ( ભુંડું ન ઇચ્છવું, ) દયા રાખવી તથા ઉપકાર કરવો, એ સત્પુરૂષોનો સનાતન ધર્મ છે.

---

* દરેક ધર્મમાં શાસ્ત્રો અને પુસ્તકોનાં ઘણાં પ્રમાણો મળી આવેછે. તથા વિદ્વાનો, કવિઓ અને ડૉકટરોના અભિપ્રાય પુષ્કળ મળી આવે છે પણ પુસ્તકનું કદ વધી જવાની દેહશતથી આ પ્રકરણ વિસ્તારથી લખ્યું નથી.

(૨) શ્રી મહાભારતના અનુશાસન પર્વમાં કહ્યું છે કેઃ—

શ્લોક

स्वमांसं परमांसेन योवर्धयितु मिच्छति।
नास्ति क्षुद्र तरस्तस्मात्सनृशंसतरो नरः॥

અર્થ.

જે પારકા માંસે કરી પોતાના માંસને વધારવા ઇચ્છે છે, તેનાથી વધારે કોઈ અધમ નથી, અને તે અતિ ક્રૂર છે.

(૩) શ્રીમદ્ ભાગવતના સાતમા સ્કંધના ૧૪ મા અધ્યાયના નવમા શ્લોકમાં શ્રી નારદ મુનિએ યુધિષ્ટિરને કહ્યું છે કેઃ—

શ્લોક.

मृगोष्ट्र खरमर्का खुसरी सृप्खगमक्षिकाः।
आत्मनः पुत्रवत्पश्येत्तैरेषा मंतरं कियत्॥

અર્થ.

મૃગ, ઉંટ, ખર, વાંદરાં, ઉંદર, સાપ, પક્ષી અને માંખો એ સર્વને પોતાના આત્મા અને પોતાના પૂત્રની પેરે જાણવાં, તેના વિષે અંતર રાખવો નહિ.

(૪) શ્રી મનુસ્મૃતિના પાંચમા અધ્યાયના ૧૮ મા શ્લોકમાં કહ્યુંછે કેઃ—

શ્લોક.

न कृत्वा प्राणिनां हिंसां मांस मुत्पद्यते क्वचित्।
नच प्राणिवधः स्वर्ग्यस्त स्मात्मांसं विवर्जयेत्॥

અર્થ.

કોઇપણ પ્રાણીનો વધ કર્યા સિવાય માંસ મળતું નથી, અને પ્રાણીનો વધ કરવાથી સ્વર્ગ મળતું નથી; માટે માંસ ખાવાનું ત્યાગ કરવું જોઇએ.

(૫) શ્રીમદ્ ભગવદ્ ગીતાના સત્તરમા અ-ધ્યાયના ૧૪ મા શ્લોકમાં કહ્યું છે કેઃ—

श्लोक.

देव द्विज गुरु प्राज्ञ पूजनं शौच मार्जवम् ।
ब्रह्मचर्यम हिंसाच शारीरं तप उच्यते ॥

અર્થઃ

દેવ, બ્રાહ્મણ, ગુરૂ અને જ્ઞાની એઓનું પૂજન અને પવિત્રતા, શરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ સઘળાંને શરીરનું તપ કહે છે.

( ૬ ) શ્રી વિષ્ણુ પુરાણમાં કહ્યુંછે કેઃ—

श्लोक.

यथात्मनः प्रियाः प्राणाः तथा तस्यापि देहिनः ।
इति मत्वा न कर्तव्यो घोर प्राण वधो वुधैः ॥

અર્થઃ

જેમ આપણો પ્રાણ આપણને વહાલો હોય તેમ બીજા પ્રાણીને પણ પ્રાણ વહાલા હોય, એવું જાણીને ડાહ્યા મા-ણસે ઘોર નર્કનો દેનાર "પ્રાણીનો વધ" તે ન કરવો.

( ૭ ) શ્રી વૃદ્ધ પરાશર સ્મૃતિમાં કહ્યુંછે કેઃ—

श्लोक.

यस्तु प्राणि वधं कृत्वा पितृन्मांसेनतर्पयेत् ।
सोऽविद्वांश्चंदनं दग्ध्वा कुर्यादं गार लेपनम् ॥

અર્થઃ

જે પુરૂષ પ્રાણીની હિંસા કરીને તેના માંસ વડે પિતૃ દેવને તૃપ્તિ કરે છે, તે મૂર્ખ સારા સુગંધીમાન ચંદનને બા-ળીને તેની રાખનું પોતાના શરીરે લેપન કરેછે. ( માટે યજ્ઞ તથા શ્રાધને વિષે કોઇ જીવની હિંસા ક્યારેય ન કરવી. )

(૮) શ્રી જૈનધર્મના સૂયગડાંગ સૂત્રના પ્રથમ અધ્યયનના ચોથા ઉદ્દેશાની દસમી ગાથામાં કહ્યુંછે કેઃ——(માગધી ભાષામાં)

ગાથા.

एयंखुं नाणिणो सारं, जंन्न हिंसइं किंचणं ।
अहिंसा समयंचेव, पत्तावत्तं वियाणिया ॥

અર્થ.

જ્ઞાની પુરૂષના જ્ઞાનનો સાર એ છે જે—કોઇપણ જીવને હણવો નહિ અને જીવદયા તેજ પ્રધાન એવું વિવેકવંત હોય તે જાણે.

(૯) શ્રી જૈનધર્મના ઉત્તરાધ્યયન સૂત્રના ૧૮ મા અધ્યયનની ૧૧ મી ગાથામાં 'ગર્દભાળ' મહામુનિએ 'સંજતિ' રાજાને કહ્યું છે કેઃ—

ગાથા.

अभयं पत्थिवा तुब्भं अभय दाया भवाहिय ।
अणिच्चे जीव लोगंमि, किं हिंसाए पसज्जसी ॥

અર્થ.

હે રાજા! મારા તરફથી તને અભયદાન છે. જેમ હું તને અભયદાન દઉંછું તેમ તું પણ સર્વ પ્રાણીને અભયદાન દે. આ ફાની દુનીઆમાં જન્મ પામીને હિંસા રૂપ દુષ્કૃત્યથી શું કરવા તારા અમૂલ્ય આત્માને જોખમમાં નાખવા તત્પર રહે છે?

---

## (२) मुसलमानी धर्मशास्त्रोनां प्रमाणो तथा दाखला दलीलो.

---

આ પુસ્તકનાં ત્રણ પ્રકરણો અને હિંદુ ધર્મશાસ્ત્રો

નાં પ્રમાણો વાંચવાથી વાચકવર્ગની ધ્યાનમાં આવ્યું હશે કે "હિંસા અને માંસ ભક્ષણ" એ આલોક અને પરલોકમાં અહિતકારક છે, અને તેજ કારણથી હિંદુધર્મ શાસ્ત્રોમાં તે કર્મો કરવાની સખત મનાઇ કરેલી છે. પરંતુ મુસલમાનો કહેછે કે અમને અમારાં ધર્મશાસ્ત્રોમાં તે કર્મો કરવાની આજ્ઞા આપેલી છે, તેથી તે કરવાથી અમને કાંઇ દોષ લાગતો નથી. પણ તે કહેવું તદ્દન ખોટું અને સ્વાર્થબુદ્ધિનું છે. માટે આ નીચે તેમનાં ધર્મશાસ્ત્રોનાં પ્રમાણો તથા દાખલા દલીલો ટાંકુંછું કે જે વાંચવાથી સત્યાસત્ય તરત જણાઇ આવશે. આ લખવામાં મારી કોઇ પ્રકારની દ્વેષબુદ્ધિ નથી, પણ સકળ જનના ફાયદા સારૂ લખુંછું. માટે મુસલમાન ભાઇઓ પણ તે પર વિશેષ ધ્યાન આપી, પક્ષપાત છોડી દેઇ; સત્યાસત્યનો વિચાર કરશે એવી તેઓને મારી નમ્ર વિનંતી છે.

મુસલમાનો પરમેશ્વરને **રહીમાન** કહેછે. તે રહીમાન શબ્દનો અર્થ **દયાળુ** ઇશ્વર એવો થાયછે. તો તે ઉપરથી જણાયછે કે તેઓ પણ ઈશ્વરને દયાળુ માનેછે, તો તે પોતાના દયાપણાને દોષ લગાડવા આવો નિર્દયતા ભરેલો અને નુકશાનકારક હુકમ આપે જ કેમ?

વળી તેઓનામાં એક ૪૦ દિવસની ધર્મક્રિયા થાયછે, તેને **સિલ્લો** કહેછે. તે સિલ્લો બેસનાર કોઇપણ જાતનું માંસ ખાતો નથી, તેનું કારણ તેઓ એમ બતાવેછે કે 'માંસ' એ **નજીસ** (ખરાબ) ચીજ હોવાથી તે ખાઇએ તો બંદગીમાં ખલેલ પહોંચે.

વળી તેમના પીરો તથા ઓલીઆઓએ પણ પોતાનો ખોરાક ભાજીપાલા ઉપર રાખેલો હતો; તે વિષેનો પૂરતો ખુલાસો **તવારીખે ફેરસ્તા,તજકીરે તુલઅવલિયા**

**સફીનતુલઅવલિયા** અને **તફહાતુલઉનસ** વગેરે કીતાબો જોવાથી મળી આવેછે.

**આઇન અકબરીમાં** લખ્યુંછે કેઃ—"અકબર બાદશાહ દર શુક્રવારથી રવિવારે, ગ્રહણના દિવસે, તીરરોજના જશનના[1] દિવસે અને આખા ફરવરદીન તથા આવાં માસમાં બીલકુલ માંસ ખાતો નહિ."

તેમ જ આજ પણ કોઇ મુસલમાન 'સાલેક શરીઅત.' માંથી 'તરકીત' માં પેસેછે તો તરત જ માંસ ખાવું છોડી દેછે. વળી **રાવજી વહોરા** જેને લોટિયા વહોરા કહે છે, તેઓ પણ બીલકુલ માંસ ખાતા નથી. અને તેઓ માંસ ભક્ષણ નહિ કરતા હોવાથી **નમાંસિયા** અથવા **નગોસિયા** કહેવાયછે. હાલ તેમનો સમુદાય વડોદરા શહેરમાં છે.

પેગંબર હઝરત મહમદ નબી સાહેબના ખલીફા અને જમાઇ '**હઝરત અલ્લી**' સાહેબે ફરમાવ્યુંછે કેઃ—

## [2] મીસરો.

**॥ फला तजअलू बुतूनकुम मकाबरल हयूवानात. ॥**

## અર્થ.

તું પશુ—પક્ષીઓની કબર તારા પેટમાં કરીશ નહિ. અર્થાત્ પશુ-પક્ષીઓને મારી તું ખાઇશ નહિ.

---

૧ અકબર પાદશાહ, પારસીઓનો તીરરોજનો જશનનો દિવસ અને ફરવર દીન તથા આવાં મહીનો પવિત્ર ગણતો, તેથી તેટલા દિવસોમાં તે માંસ ખાતો નહિ.

૨ શબ્દાર્થઃ—**फ** સારે, તો. **ला**—નહિ. **तजअलू**—કરો. **बुतूनकुम**—તમારાં પેટને. **मकाबर**—કબર. **अल**—નો. **हयूवानात**—પ્રાણીઓ.

### ફારસીબેત.[1]

**नसाझी मकामे शिकमरा तुगूर ।**
**जेवेहरे बहायम जेवेहरे तूयूर ॥**

**અર્થ.**

તું પશુ–પક્ષીઓની કબર તારા પેટમાં કરીશ નહિ. અર્થાત્ પશુ–પક્ષીઓને મારી તું ખાઇશ નહિ.

સદરહુ દાખલા દલીલોથી સાફ સમજાયછે કે, મુસલમાની ધર્મમાં માંસ ખાવાનું નિષેધ કરેલું છે. વળી વાંચો [2]કુરાનનાં પ્રમાણો:—

કુરાન સરીફમાં **સૂરાઅન આમ**–આયત ૧૪૨ માં અલ્લા તાલાએ સાફ ફરમાવ્યુંછે કે:—

**[3]व मिनल अनआमे हमूलतंव् वफर्शा ।**
**कुलूमिम्मा रजक कुमुल्लाहो ॥**

**અર્થ.**

અલ્લાએ ચોપગાં જનાવરોમાંથી કેટલાંક ભાર ઉપાડવા માટે પેદા કીધાંછે અને ખાવા માટે જમીનને લગ-

---

૧ શબ્દાર્થ:—**न**–નહિ. **साझी**–કર. **मकामे**–ઠેકાણે. **शिकमरा**–પેટને **तु**–તું. **गूर**–કબર. **जेवेहरे**–વાસ્તે. **बहायम**—પશુઓ. **जेवेहरे**—વાસ્તે. **तूयूर**—પક્ષીઓ.

૨ મુસલમાની ધર્મ ચલાવનાર મહમદ પેગંબર અરબસ્તાનના મક્કા શહેરમાં ઈ. સ. ૫૭૦ માં જન્મ્યા હતા. તેમણે ઇ. સ. ૬૦૯ માં પોતાનો મત ચલાવી કુરાન નામે પુસ્તક રચ્યું.

૩ શબ્દાર્થ:—**व**—અને. **मिन**—માંથી. **अल+अनआम**—ચોપગાં. **हमूलतंव्**—ભાર ઉપાડનાર. **व**—અને. **फर्शा**—જમીનને લાગેલી. **कुलु**—ખાઓ. **मिम्मा**—તે ચીજથી. **रजककुम** ધાન્ય આપ્યું તમને. **अल्लाहो**—અલ્લાએ.

તી વનસ્પતિ તથા અનાજ ઉત્પન્ન કર્યુંછે તે તમે ખાઓ.[1]

વળી **કુરાન**માં સાફ લખ્યુંછે કેઃ—કોઇ પણ પ્રકારનું માંસ ખાવું નહિ. તેમ છતાં માંસના લાલચુ મુસલમાનો બારી શોધી, અવળે રસ્તે ચાલી માંસનો ઉપયોગ કરેછે તે બહુ જ ખોટું છે. જુઓ ( કુરાન ) **સૂરાઅનઆમ**માં લખ્યુંછે કેઃ—

**તમે ન ખાઓઃ**—લોહી અને ડુક્કરનું માંસ, મોતથી મરે તેનું માંસ, કોઇ મૂર્ત્તિના નામથી મારવામાં આવે તેનું માંસ, ગળે ફાંસો દેઇ મારવામાં આવે તેનું માંસ, ઘાથી મારવામાં આવે તેનું માંસ, પડવાથી મરે તેનું માંસ અને કોઇ બીજા પ્રાણીના મારવાથી મરે તેનું માંસ.

પ્રિય વાંચનાર! હવે કહો કે કયા પ્રકારનું માંસ ખાવાનું બાકી રહ્યું? આમ છતાં તેઓ જીવતાં પ્રાણીઓના ગળામાં છરી મારી મારેલા પ્રાણીઓનું એટલે જેને તેઓ 'હલાલ કર્યાં' કહેછે, તેનું માંસ ખાવાને કુરાનમાં આજ્ઞા આપીછે એમ કહેછે પણ તે તદ્દન ખોટું છે. કારણ કે અલ્લા તો સાફ એમ જ કહેછે કે, **લોહી** ખાઓ નહિ.

---

૧ ખરો અર્થ તો આ પ્રમાણે છે, તેમ છતાં માંસાહારી મુસલમાનો તેના વિરૂદ્ધ અર્થ કરેછે; કારણ કે મુસલમાનોમાં કેટલાક 'માંસ ખાનારા' અને કેટલાક 'માંસ નહિ ખાનારા' છે તેથી તેઓ આ આયતનો પોતપોતાના મતને મળતો અર્થ કરેછે. પણ તેઓ નિષ્પક્ષપાતે વિચારશે તો સાફ માલૂમ પડશે કે અલ્લાનો હેતુ માંસ ભક્ષણની તરફેણમાં લખવાનો નથી પણ વિરૂદ્ધમાં લખવાનો છે. આ આયતના આગલા સંબંધમાં વનસ્પતિ ખોરાકની સુંદરતા અને જનાવરોનું ઉપયોગીપણું બતાવ્યુંછે તેથી ખુલ્લું જણાયછે કે—"વનસ્પતિ ખોરાક ખાવો અને જનાવરોને પાળવાં" એવો આ આયતનો ભાવાર્થ છે.

તો શું છરી વડે મારેલા પ્રાણીઓના માંસમાં લોહી હોતું નથી? વળી મોતથી મરેલા અથવા બીજા કોઇના મારેલા અથવા કોઇ અકસ્માતથી મરેલા પ્રાણીનું માંસ ખાવાને મનાઇ કરેછે, તો પોતાના હાથે જાણી જોઇને કોઇ પ્રાણીને બળાત્કારે છરી મારી જાન લીધેલાનું માંસ ખાવાને આજ્ઞા આપે જ કેમ?

ઉપરની હકીકતથી વાંચનારની સમજમાં આવ્યું હશે કે મુસલમાની ધર્મમાં માંસનો નિષેધ કરેલો છે. હવે **હિંસા નહિ કરવા વિષે** બે બોલ લખું છું:—

અલ્લા, મક્કે સરીફમાં શિકારની મનાઇ કરેછે. વાંચો કુરાનમાં **સૂરાઉલમાયદ** સિપારા ૪ મંજલ ૨ આયત ૩. તેમાં લખ્યુંછે કેઃ—

મક્કામાં તેની હદ સૂધીમાં કોઇએ જનાવર મારવું નહિ; અને કોઈ ભૂલથી મારે તો તેને બદલે પોતાનું પાળેલું જનાવર મૂકી દેવું અથવા બે ડાહ્યા માણસો જે કીમત ઠરાવે તેટલી કીમતનું ખાણું ગરીબોને ખવરાવવું. આ ઉપરથી સાફ સમજાયછે કે, ડાહ્યા મુસલમાનોએ આ કામને નાપાક ગણેલું હોવાથી આવા પવિત્ર સ્થાનમાં તે કામ કરવાને બંધ કરેલુંછે અને થોડે થોડે એ રીવાજ બંધ કરવો એવો તેમનો હેતુ જણાયછે. વળી ભૂલથી જનાવર મારવામાં દોષ ગણેલોછે તો જાણી જોઇને જનાવર મારવામાં દોષ કેમ નહિ ગણ્યો હોય?

વળી સદરહુ દાખલાથી જણાયછે કે, મુસલમાનો દેવ નિમિત્તે પુણ્ય ગણી બકરીઇદના દિવસે બકરી મારેછે તે તદ્દન ખોટું છે. કારણ કે જો દેવ નિમિત્તે હિંસા કરવાથી પુણ્ય થતું હોય તો મક્કા જેવા ધર્મ સ્થાનકમાં હિંસા કરવાની શા માટે મનાઇ કરે?

તી વનસ્પતિ તથા અનાજ ઉત્પન્ન કર્યુંછે તે તમે ખાઓ.[1]

વળી **કુરાન**માં સાફ લખ્યુંછે કેઃ—કોઇ પણ પ્રકારનું માંસ ખાવું નહિ. તેમ છતાં માંસના લાલચુ મુસલમાનો બારી શોધી, અવળે રસ્તે ચાલી માંસનો ઉપયોગ કરેછે તે બહુ જ ખોટું છે. જુઓ ( કુરાન ) **સૂરાઅનઆમ**માં લખ્યુંછે કેઃ—

**તમે ન ખાઓઃ**—લોહી અને ડુક્કરનું માંસ, મોતથી મરે તેનું માંસ, કોઇ મૂર્ત્તિના નામથી મારવામાં આવે તેનું માંસ, ગળે ફાંસો દેઇ મારવામાં આવે તેનું માંસ, ધાથી મારવામાં આવે તેનું માંસ, પડવાથી મરે તેનું માંસ અને કોઇ બીજા પ્રાણીના મારવાથી મરે તેનું માંસ.

પ્રિય વાંચનાર! હવે કહો કે કયા પ્રકારનું માંસ ખાવાનું બાકી રહ્યું? આમ છતાં તેઓ જીવતાં પ્રાણીઓના ગળામાં છરી મારી મારેલા પ્રાણીઓનું એટલે જેને તેઓ 'હલાલ કર્યાં' કહેછે, તેનું માંસ ખાવાને કુરાનમાં આજ્ઞા આપીછે એમ કહેછે પણ તે તદ્દન ખોટું છે. કારણ કે અલ્લા તો સાફ એમ જ કહેછે કે, **લોહી** ખાઓ નહિ.

---

૧ ખરો અર્થ તો આ પ્રમાણે છે, તેમ છતાં માંસાહારી મુસલમાનો તેના વિરૂદ્ધ અર્થ કરેછે; કારણ કે મુસલમાનોમાં કેટલાક 'માંસ ખાનારા' અને કેટલાક 'માંસ નહિ ખાનારા' છે તેથી તેઓ આ આયતનો પોતપોતાના મતને મળતો અર્થ કરેછે. પણ તેઓ નિષ્પક્ષપાતે વિચારશે તો સાફ માલૂમ પડશે કે અલ્લાનો હેતુ માંસ ભક્ષણની તરફેણમાં લખવાનો નથી પણ વિરૂદ્ધમાં લખવાનો છે. આ આયતના આગલા સંબંધમાં વનસ્પતિ ખોરાકની સુંદરતા અને જનાવરોનું ઉપયોગીપણું બતાવ્યુંછે તેથી ખુલ્લું જણાયછે કે—"વનસ્પતિ ખોરાક ખાવો અને જનાવરોને પાળવાં" એવો આ આયતનો ભાવાર્થ છે.

તો શું છરી વડે મારેલા પ્રાણીઓના માંસમાં લોહી હોતું નથી ? વળી મોતથી મરેલા અથવા બીજા કોઇના મારેલા અથવા કોઇ અકસ્માતથી મરેલા પ્રાણીનું માંસ ખાવાને મનાઇ કરેછે, તો પોતાના હાથે જાણી જોઇને કોઇ પ્રાણીને બળાત્કારે છરી મારી જાન લીધેલાનું માંસ ખાવાને આજ્ઞા આપે જ કેમ ?

ઉપરની હકીકતથી વાંચનારની સમજમાં આવ્યું હશે કે મુસલમાની ધર્મમાં માંસનો નિષેધ કરેલો છે. હવે **હિંસા નહિ કરવા વિષે** બે બોલ લખુંછું:—

અલ્લા, મક્કે સરીફમાં શિકારની મનાઇ કરેછે. વાંચો કુરાનમાં **સૂરાઉલમાયદ** સિપારા ૪ મંજલ ૨ આયત ૩. તેમાં લખ્યુંછે કે:—

મક્કામાં તેની હદ સૂધીમાં કોઇએ જનાવર મારવું નહિ; અને કોઈ ભૂલથી મારે તો તેને બદલે પોતાનું પાળેલું જનાવર મૂકી દેવું અથવા બે ડાહ્યા માણસો જે કીમતં ઠરાવે તેટલી કીમતનું ખાણું ગરીબોને ખવરાવવું. આ ઉપરથી સાફ સમજાયછે કે, ડાહ્યા મુસલમાનોએ આ કામને નાપાક ગણેલું હોવાથી આવા પવિત્ર સ્થાનમાં તે કામ કરવાને બંધ કરેલુંછે અને થોડે થોડે એ રીવાજ બંધ કરવો એવો તેમનો હેતુ જણાયછે. વળી ભૂલથી જનાવર મારવામાં દોષ ગણેલોછે તો જાણી જોઇને જનાવર મારવામાં દોષ કેમ નહિ ગણ્યો હોય ?

વળી સદરહુ દાખલાથી જણાયછે કે, મુસલમાનો દેવ નિમિત્તે પુણ્ય ગણી બકરીઇદના દિવસે બકરી મારેછે તે તદ્દન ખોટું છે. કારણ કે જો દેવ નિમિત્તે હિંસા કરવાથી પુણ્ય થતું હોય તો મક્કા જેવા ધર્મ સ્થાનકમાં હિંસા કરવાની શા માટે મનાઇ કરે ?

**બકરી ઇદના** દિવસે બકરી ન મારવા વિષે કુરાનમાં **સુરાહ હજની** ૩૬ મી આયતમાં અલ્લાતાલાએ ખુદ ફરમાવ્યુંછે કે:—

**"માંસ અગર લોહી મને પહોંચશે નહિ, પણ એક પરહેજગારી પહોંચશે."**

આવી રીતે મનાઇ કર્યા છતાં મુસલમાનો બકરી ઇદના દિવસે બકરી મારવાનો નુકશાનકારક રીવાજ લેઇ બેઠાછે તે અયોગ્ય છે. બકરીઇદનો રીવાજ પડવાનું કારણ નીચે મુજબ છે:—

**ઇબ્રાહીમ પેગંબર** જ્યારે ઇમાનમાં આવ્યા, ત્યારે તેમના ઇમાનની પરીક્ષા કરવા સારૂ અલ્લાએ તેમને કહ્યું કે—તારી વહાલામાં વહાલી ચીજનો ભોગ આપ. તે ઉપરથી ઇબ્રાહીમ પેગંબરે પોતાના એકના એક છોકરા **ઇસ્માઇલને** મારવા તૈયાર કર્યો. અને પોતાની આંખોએ પાટા બાંધી તેને છરી વડે મારવા જાયછે, તેવામાં ઇશ્વરની કુદરતથી છોકરાને ઠેકાણે એક ઘેટું (દુમ્બો) આવી ઉભું રહ્યું (એક ફેરસ્તાએ છોકરાને ઉઠાવી લેઈ તેની જગ્યાએ ઘેટું મૂક્યું.) અને તે કપાઈ ગયું અને છોકરો બચી ગયો. (કેટલાક કહેછે કે, અલ્લાએ ઘેટાને પણ સજીવન કર્યું) આ ઉપરથી મુસલમાનો બકરી મારવાનો રીવાજ લેઇ બેઠાછે પણ તેમ કરવામાં તેમની મોટી ભૂલ છે. કારણ કે અલ્લાએ તો પગંબરના ઈમાનની* પરીક્ષા કરવા

* આ પ્રમાણે હિંદુઓમાં પણ ઇશ્વરે ભક્તોના ઇમાન-પરીક્ષા લીધાનાં ઘણાં દ્રષ્ટાંતો મળી આવેછે. **સગાળશા** પોતાના દીકરા **કેલૈયા કુંવરને** ખાંડણીઆમાં ઘાલી ખાં[illegible] હતો પણ તેને ઇશ્વરે સજીવન કર્યો હતો. આમાં ઈશ્વરનો [illegible]તુ છોકરાનું માંસ ખાવાનો નહોતો પણ તેના ઈમાનની પરીક્ષા કરવાનો હતો.

કદાપિ તેઓ એમ માનતા હશે કે, જનાવરોનો તો નાશ થવાનોછે તો તે મારવાનો બદલો શી રીતે લેવાનાં? તેના જવાબમાં કહેવાનું કે—આપણે ઉપર કહ્યું કે માણસોને મુઆ પછી કૃત્ય પ્રમાણે સ્વર્ગ કે નર્કમાં સુખ–દુઃખ ભોગવવાનું છે, તો જનાવરોને મારવાનો બદલો તેઓ નર્કમાં ભોગવશે એ નક્કી સમજજો. માટે હે મુસલમાન ભાઇઓ, જરા વિચાર કરી અને તમારાં ધર્મશાસ્ત્રનો બરોબર અર્થ સમજી હિંસા કરવી તજી દ્યો; કારણ કે આ દુનિયામાં પ્રાણી માત્રના જીવ સરખા છે. જુઓ આ વિષે કુરાનમાં **સૂરેઆનઆમ**માં લખ્યુંછે કેઃ—

* **वमामिन् दाब्बतिन् फिल् अर्देवला तैरुन यतीरो बजनाहीय्ये इल्ला उममून् अमसालोकुम् ॥**

**અર્થ.**

અને જે પશુ પૃથ્વી ઉપર ચાલે છે અને જે પક્ષી પોતાની પાંખો વડે ઉડેછે તે બીજું કાંઇ નથી પણ તમારા જેવા જ લોકો છે. ( મતલબ કે તેમને તેમનું જીવન પણ તમારો જેવું જ વહાલું છે. )

ઉપરનાં પ્રમાણો તથા દાખલા દલીલોથી સાફ સમજાયછે કે, મુસલમાની ધર્મમાં **માંસભક્ષણ અને હિંસા કરવાની** પરરવાનગી આપી નથી પણ ઉલટી મનાઇ કરેલીછે. પરંતુ કોઇ એમ સવાલ કરશે કે, આ તો તમે 'હિંસા અને માંસ ભક્ષણ'ની વિરૂદ્ધનાં પ્રમાણો લખ્યાં પણ કુરા-

---

*શબ્દાર્થઃ—**व**—અને. **मा**—નથી. **मिन्**—માંથી. **दाब्बतिन्**—ચરંદા (પશુ) **फिल्**—અંદર. **अर्द**—પૃથ્વી. **व**—અને. **ला**—નથી. **तैरुन**—પક્ષી. **यतीरो**—ઉડેછે. **बजनाहीय्ये**—પોતાની પાંખો વડે. **इल्ला**—સિવાય. **उममुन्**—લોકો. **अमसालोकुम**—તમારા જેવાં.

નમાં તેની તરફેણનાં પ્રમાણો મળી આવવાનું કેટલાક કહેછે તેનું કેમ? આનો જવાબ જે:—કોઈ માણસ એક જ બાબત ઉપર ઉલટા સુલટી બે મત આપી શકે નહિ, તેમ છતાં બે મત મળી આવે તો એક મત શાસ્ત્રકારનો અને બીજો મત બીજા કોઇનો સમજવો. હવે આ બે માંથી કયો મત શાસ્ત્રકારનો હશે તે બાબત નિષ્પક્ષપાતે વિચાર કરવાનોછે. આવી તકરારનો ખુલાસો આગળ પારસી ધર્મશાસ્ત્રોનાં પ્રમાણોમાં આપ્યોછે તે વાંચો.

---

## ( ૬ ) पारसी धर्मशास्त्रोनां प्रमाणो अने दाखला दलीलो.

---

પારસીઓના જરથોસ્તી ધર્મમાં તેમના પેગંબર અશો જરથોસ્તે 'માંસ ઇંડાં ખાવાની' તથા 'કોઇપણ પ્રાણીને દુઃખ દેવાની' સખત મનાઈ કરેલી છે, તેમ છતાં તેઓ તેમના ધર્મનું ફરમાન ગણી; એવું પાપી અને નાપાક કામ કરેછે તે કેવળ તેમનાં ધર્મશાસ્ત્રોની વિરુદ્ધ છે. માટે તે નહિ કરવા આ નીચે તેમનાં ધર્મશાસ્ત્રોનાં પ્રમાણો અને દાખલા દલીલો ટાંકુંછું.

પારસીઓ હિંદુઓની પેઠે ગાય તથા અગ્નિને પૂજે છે; તથા હિંદુઓ જેમ કોટે જનોઇ રાખેછે તેમ પારસીઓ કેડે **કસ્તી** રાખેછે. તેથી તેઓને હિંદુઓ '**पारऋषि**' કહેછે. અને તેમનો ધર્મ પણ હિંદુધર્મ જેવો નેક છે. 'શાહનામા'ના લખનાર કવિ **ફિરદોશી**એ લખ્યુંછે કેઃ—

**બેત.**

નીસ્ત ઝંદ ખુરો ને જાનવર જુ;
ચનીન અસ્ત દીને ઝરદુસ્ત નેકુ.

**અર્થ.**

અમારો જરથોસ્તી ધર્મ એવો નેક છે કે, પશુઓને મારીને ખાવાં નહિ અને જનાવરોનો શિકાર કરવો નહિ. (આ બેત જ્યારે ગુસ્તાસ્પનો દીકરો **અસ્પન્દીઆર**, હિંદુસ્તાન ખાતે લડાઇ કરવા આવ્યો, ત્યારે હિંદુરાજાને પોતાનો ધર્મ સમજાવતી વખતે બોલતો હોય એમ જણાયછે.)

આ ઉપરથી જણાયછે કે જરથોસ્તી ધર્મ, હિંદુધર્મ જેવો પવિત્ર છે, અને તેમાં 'હિંસા અને માંસભક્ષણ' કરવાની પરવાનગી આપી નથી; પણ ઉલટી મનાઇ કરેલી છે. વળી તેમનું **ઇજસ્ને** નામનું ધર્મપુસ્તક તેમની અવસ્તા ભાષામાં લખાયેલુંછે તેનાં પ્રમાણો આ નીચે ટાંકુંછું:—

**'ઇજસ્ને'ના ૩૨ મા હામાં લખ્યું છે કેઃ—**

(અવસ્તા ભાષામાં.)

**मजदाओ अकामरोद ईओ गेओश मरें दान ओरु आखश ओखती जीओतुम ॥**

**અર્થ.**

જેઓ ગોસ્પંદો (ચો પગાં જનાવર)ને ખરાબી આપવામાં એટલે તેઓને મારવામાં ખુશી ભરેલી જીંદગી કહેછે અથવા કાપવાને કે ખાવાને હુકમ આપેછે તેઓને **હોરમજદે*** મારવા કહેલું છે. (અથવા તેવા બૂરા લોકોને' દૂર રાખવા કહેલુંછે.)

**'ઇજસ્ને'ના ૩૩ મા હામાં લખ્યુંછે કેઃ—**

(અવસ્તા ભાષામાં.)

**अपरीअ मनशचा नदेंन तो गेओशचा वाशत-**

---

* પારસીઓ પરમેસ્વરને 'હોરમજદ' અથવા 'દાદર હોરમજદ' કહેછે. તેનો મૂળ શબ્દ અહુરમજદ છે.

**राद् अचेशतम मनतु ईअशते वीशाये मजेशतेम शारोशेम जबीया अउ अंघानो ॥**

**અર્થ.**

જે માણસો નેક ફરમાનોને કબૂલ નહિ રાખતાં ગોસ્પંદો (ચોપગાં જનાવર)ની પરવરશી (ચાર પાણીથી સંભાળ)નું કામ બૂરા (તે જનાવરોને કાપી ખાવાના) વિચારથી કરેછે, તેઓ + કયામતને દહાડે પોતાના છૂટકારા માટે અશોમરદો પાસે દાદ માગતા રહેશે. અર્થાત્ તેઓને કોઇ દાદ નહિ આપે.

કદાપિ કોઇ એમ ધારશે કે ગોસ્પંદો એટલે ચોપગાં જનાવર ઘણાં ઉપયોગી છે માટે માત્ર તેઓને નહિ મારવા વિષે 'ઇજિસ્ને' માં કહ્યું હશે, પણ તેમ નથી. તમામ જાતનાં પ્રાણીઓને નહિ મારવા અશો જરથોસ્તે કહેલું છે. વળી તેઓ સાહેબે ઇજસ્ને મધ્યે એવો વિચાર જણાવલોછે કે:—

**"જેઓ આ દુનીઆની 'પેદાશ' ઉપર દયા લાવતા નથી તેઓ વગર દયાના દેવો તથા દોજખી આદમીઓ છે."** (ક્રૂર છાતીનાં ઘાતકી માણસોને જંદ અવસ્તામાં દેવ તરીકે ગણેલાં છે.)

**'જમીઆદ યસ્ત' ના ૫૮ મા ફકરામાં કહ્યુંછે કે:—**

"એક જીવતા પ્રાણીનાં તોખમ અથવા ઈંડાંને નુકશાન કરનાર તે [1]હોરમજદની વિરૂદ્ધનો અને [2]આહેરમનની તરફનો છે."

---

+ ખુદાએ દુનીઆની આખર વખતે માણસોના પુન્ય-પાપના ઇનસાફના માટે જે દિવસ ઠરાવેલો માનેછે તેને 'કયામતનો દિવસ' કહેછે.

૧. પરમેશ્વર ૨. સેતાન

**વળી 'જરથોસ્તનામા'માં લખ્યું છે કેઃ—**

**बकु शतन नीयारंद कसकु दरेह ॥**
**न आंगुस फंदा के बासद बरेह ॥**

**ભાવાર્થ.**

કદી કોઈપણ જાનવર મોટું અથવા જઇફ (ઘરડું) થયું હોય તેને અથવા નાના બચ્ચાને અથવા કોઇ પ્રકારના જાનવર(જીવતા પ્રાણી)ને મારવાની સાફ મનાઇ છે.

ઉપરનાં પ્રમાણોથી સમજાયછે કે જરથોસ્તી ધર્મમાં માંસ અને ઈંડાં ખાવાની સખત મનાઇ કરેલીછે. પરંતુ કોઇ એમ સવાલ કરશેકે મોત અને માંદગી જેવી અડી ભીડીની હાલતમાં માંસ ઈંડાં ખાવા-ખવરાવવાની રજા અશો જરથોસ્તે આપીછે કે નહિ?

**એનો જવાબ ઇજસ્નેના ૭૧ મા હામાં આ-** પ્યોછેઃ તેમાં અશોજરથોસ્તે પોતાના ચેલા ફરશોસ્તરને નીચે પ્રમાણે કહ્યુંછેઃ—

"મને હોરમજદે (ખુદાએ) કહ્યુંછે કેઃ—ઓ જરથોસ્ત! તારો જીવ જવાની છેલ્લી પળ આવી લાગે, ત્યારે તું મને આરાધજે, અને તેની સાથે મારી તમામ પેદાશને આરાધજે, અને મારી પેદાશને આરાધે તેની સાથે તમામ ગોસ્પંદોને, પાણીમાં રહેનારાં તમામ પ્રાણીઓને, જમીનપર વસનારાં તમામ પ્રાણીઓને, હવામાં ઉડનારાં તમામ પ્રાણીઓને, જંગલમાં છૂટાં ફરનારાં તમામ પ્રાણીઓને તથા ખરીવાળાં તમામ પ્રાણીઓને આરાધજે. **જીવ જવાની છેલ્લી પળે મને તથા મારી મીનોની અને ગેથીની તમામ પેદાશને એ પ્રમાણે તું આરાધશે તો હું તને દોજખ (નર્ક) થી દૂર રાખીશ.**

એ પ્રમાણે મરતી વખતે તમામ જાનદારો (જીવવાળાં) ને આરાધવાનાં છે-તમામ જાનદારોને આશિર્વાદ દેતાં

દેતાં મરવાનું છે—"ભાઇબંધ જીવો દુઃખથી છૂટજો, સુખમાં રહેજો, ખુશીમાં રહેજો !" એવી દુવાઓ ચાહતાં ચાહતાં તેઓથી છૂટા પડવાનું છે. તેથી મરણ વેળાએ માંસ ઇંડાં ખાઇ ખવરાવી શકાય નહિ. મિત્રાઇ અને શત્રુતાઇ એકી વેળાએ થઇ શકે નહિ.

હવે મરણ અટકાવવાને માંસ ઇંડાં ખવાય—ખવરાવાય નહિ, તો માંદગી દૂર કરવાને ક્યાંથી જ ખવાય ?

મોત અને માંદગી દૂર કરવાને માંસ ઇંડાં વપરાય નહિ, તો બીજી કોઇ પણ મતલબે અને બીજી કોઇ પણ અડીભીડીએ વપરાય જ નહિ.

તેમ જ ધર્મ ક્રિયાના માટે પણ માંસ ઇંડાં વાપરવાની અશો જરથોસ્તે પરવાનગી આપી નથી, તેમ છતાં જરથોસ્તીઓ **ગામ જીવામ, ગાઉશ હુધાઉ** અને **મીયજદ** વગેરે શબ્દોનો અર્થ માંસ કરી, યજ્ઞક્રિયામાં માંસ ઇંડાંનો ઉપયોગ કરેછે, તે શાસ્ત્ર વિરૂદ્ધ છે. કારણ કે એ શબ્દોનો ખરો અર્થ '**માંસ વગરનું ખાણું**' એવો થાયછે. (તેનો વિસ્તાર સ્થળસંકોચને લીધે અત્રે આપી શકતા નથી.) એ રીતે માંસ ઇંડાં ખાવાનો કોઇ અપવાદ અશોજરતોસ્તે મૂકયો નથી.

ઉપરતાં પ્રમાણો **માંસખોરાક નહિ ખાવાની** તરફેણનાં લખ્યાં પણ અવસ્તામાં **માંસખોરાક ખાવાની** તરફેણનાં પ્રમાણો મળી આવેછે તેનું કેમ ?

અવસ્તામાં તદ્દન ઉલટા સુલટી "**માંસ ખાઓ માંસ ન ખાઓ**" એવાં ફરમાનો દેખાયછે. તેમાંથી કયું ફરમાન અશો જરથોસ્તનું હશે તે વિષે આગલા દાનાવોનાં મત તવારીખોમાંથી ખોળવા જઇએછીએ, તો માલૂમ પડેછે કે સાસાની રાજાઓના અમલમાં એક નાનો ટોળો હતો, તે એવું કહેતો કે અશો જરથોસ્તે માંસ ખાવાને મ-

નાઈ કીધેલી છે, અને માંસ ખાવાની વાતો અવસ્તામાં દેખાયછે, તે ભેદમાં બીજી વાતો જણાવેછે, પણ માંસાહારનાં ફરમાનો તદ્દન સ્પષ્ટ છે, અને તેમાં છૂપો અર્થ કાંઇ રહેલો નથી, તેથી તે ટોળાનું કહેલું તે વેળાના જરથોસ્તીઓએ માન્યું નહિ.

ત્યારપછી આશરે ૧૨૦૦–૧૫૦૦ વરસે, આપણા જમાનામાં, મરહુમ શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇ તથા મરહુમ દસ્તુર અસ્પંદીયારજી ફરામજી રબાડીએ જરથોસ્તી ટોળાનું ધ્યાન ખેંચ્યું કે, અશો જરથોસ્તે માંસ ખાવાની મનાઇ કીધેલીછે. પણ પહેલાએ માત્ર એક જ બાજુની વાત કીધી, અને બીજાએ સામી બાજુનાં કેટલાંક વાકયોના જૂદા તરજુમા કીધા ને બાકીનાં વાકયોના ખુલાસા કરવાના રહેવા દીધા. વળી તે વેળાના **ફરમાને દીન** નામના માસિક ચોપાન્યાના અધિપતિ મરહુમ દસ્તુર પેશુતનજી જામાસ્પ આસાનાએ માંસ ખાવાની તરફેણમાં અવસ્તાનાં એવાં એવાં ફરમાનો બતાવ્યાં કે તે બંને સાહેબો ચૂપ થઇ ગયા, ને જરથોસ્તી ટોળો પોતાના અસલ મતપર ચાલતો રહ્યો—

ત્યારપછી સને ૧૮૭૮ માં મી૦ રતનજી રૂસ્તમજી કાંગા અને સને ૧૮૯૦ ની સાલમાં મી૦ બેરામજી દીનશાજી પાંડે વગેરે કેટલાએક વિદ્વાનોએ માંસ ખોરાકની વિરૂદ્ધમાં અસરકારક પુસ્તકો લખ્યાં તથા ભાષણો આપ્યાં જેથી સમજુ વર્ગના પારસી ટોળાઓ ઉપર ધારવા કરતાં વધારે અસર પેદા કીધી હતી. પરંતુ અવસ્તામાં માંસ ખાવાનાં ફરમાનો મળી આવેછે તે વિષે પુરતો ખુલાસો તેઓએ કીધો હોય એમ જણાતું નથી.

ત્યારપછી ચાલુ સાલમાં મી૦ રૂસ્તમજી મંચેરજી મોબેદજીએ મુંબાઇમાં 'થીઓસોફીકલ સોસાઇટી'ના મકાનમાં ઝાહેર

ભાષણો આપી પારસી ટોળાનું પૂરેપૂરૂં ધ્યાન ખેંચ્યું અને અવસ્તામાં '**માંસ ખાવાનાં ફરમાનો**' મળી આવેછે તે અશો જરથોસ્તનાં નહિ પણ બીજા ધર્મગુરૂઓનાં લખેલાં છે એવું દાખલા દલીલો અને પ્રમાણોથી સિદ્ધ કરી આપ્યું. તેથી પારસીઓમાં માંસ નહિ ખાવા વિષેની મજબૂત અસર થઇછે. એ ભાષણો પુસ્તકના આકારમાં છપાવવા માંડયાંછે તેથી અત્રે વિસ્તારથી નહિ લખતાં "**માંસ ખાઓ અને માંસ નહિ ખાઓ**" એ બેમાંથી કયું ફરમાન અશો જરથોસ્તનું હશે તેનો ખુલાસો ટુંકામાં આ નીચે આપીએ છીએ:—

* આ બંને ફરમાનો એક જ માણસનાં આપેલાં તો ગણાય નહિ–તે બંને અશો જરથોસ્તનાં તો કહેવાય નહિ! તેઓમાંનું એક જ ફરમાન અશો જરથોસ્તનું હોવું જોઇએ અને બીજું ફરમાન બીજા કોઇ સખસનું હોવું જોઇએ.

આપણને દુનીઆંદારીનાં કામકાજોમાં એવો શક પડે છે ત્યારે આપણે જેવો ઇલાજ લેઇએછીએ તેવો ઇલાજ આ વિષે પણ લેઇએ–ખરા રૂપીઆઓની સાથે એક ખોટો રૂપીઓ ઘુસી આવ્યો હોય તો ખરા રૂપીઆના સાદ અને ઝળકાટ સાથે પેલા ખોટા રૂપીઆના સાદ અને ઝળકાટને સરખાવીએ છીએ. જો તેનો સાદ અને ઝળકાટ ખરા રૂ-

---

* મૂર્ત્તિપૂજાના સંબંધમાં ઢુંઢીઆ અને તપા જૈનોમાં આવો જ મતભેદ છે. તપાઓ મૂર્ત્તિ પૂજવાનાં પ્રમાણો શાસ્ત્રોમાં બતાવે છે ત્યારે ઢુંઢીઆઓ મૂર્ત્તિ નહિ પૂજવાનાં પ્રમાણો શાસ્ત્રમાં બતાવે છે. તેઓએ સમજવું જોઇએ કે, તેઓનાં ધર્મશાસ્ત્રો એક જ બાબતમાં 'હા અને ના' સાથેથી કહી શકે નહિ. માટે બેમાંથી એક પ્રમાણ પાછળથી લખાયેલું હોવું જોઈએ તે સિદ્ધ કરવા તેઓ પારસીઓવાળો ઉપરનો ઈલાજ લે તો તરત જ સત્યાસત્ય જણાઈ આવે.

પીઆની સાથે મળતા નહિ આવે તો તે રૂપીઆને આપણે ખોટા ગણીએછીએ. એ જ રીત આપણે માંસ ખાવાનાં અવસ્તાનાં ફરમાનો ઉપર લાગુ પાડી જોઇએ. અને જો તેઓમાં જરથોસ્તીદીનનો મૂળ સ્વભાવ અથવા મૂખ્ય ખાસીએત, અથવા જાતિગુણ દેખાય તો તે જરથોસ્તનાં પોતાનાં ફરમાનો છે એમ આપણે માનીશું, અને નહિ દેખાય તો બીજા કોઇનાં માનીશું.

એવું ધોરણ સ્થાપન કીધાં પછી આપણે આખા અવસ્તાનો સાર લેઇએ, તો આપણને માલૂમ પડેછે કે માજદીયસ્ની જરથોસ્તી દીનનો જન્મ સ્વભાવ એવો છે કે, **જગતની રક્ષા કરવી–કરાવવી, પૃથ્વીની રક્ષા કરવી-કરાવવી, પૃથ્વીનાં પદાર્થ મંડળની રક્ષા કરવી–કરાવવી, પૃથ્વીના જીવ મંડળની રક્ષા કરવી–કરાવવી, જીવમંડળના મનુષ્ય વર્ગની રક્ષા કરવી–કરાવવી, જીવ મંડળના પશુ વર્ગની રક્ષા કરવી–કરાવવી, વમંડળમાંના બીજા સર્વ પ્રાણી વર્ગોની રક્ષા વી–કરાવવી.**

માજદીયસ્ની જરથોસ્તી દીનનો જન્મ સ્વભાવ એવો તેથી આપણી સહેલાઈથી ખાતરી થાય છે કે અવસ્તામાં ળતા નિર્માંસાહાર નિયમ, નિરાંડાહાર નિયમ, તથા નિર્માં નિરાંડ ધર્મક્રિયા નિયમ અશોજરથોસ્તના છે, અને ંસાહારની રજા જરથોસ્તની નહિ પણ બીજા ધર્મ ગુરની આપેલી છે.

વળી કેટલાંક ચોકસ કામો કરવાને અશો જરથોસ્તે ાસે અવતાર લીધો હતો, અને **પશુ રક્ષા** એ તેઓમાંનું ક હતું. તેથી તેઓએ ગોસ્પંદોની રક્ષાને એટલી બધી ાગત્ય આપી કે "પશુ પ્રેમી"—"પશુ પાળક" એવે ઉપનામે જરથોસ્તી દીન ઓળખાવવા લાગી હતી.

ગોસ્પંદોને કપાવી ખાવાની વાત તો એક બાજુએ રહી, પણ તેઓને કોઈ નજીવાં પણ ગણે-ગણાવે, તો તેણે મારી માજદીયસ્તી જરથોસ્તી દીનનો નાશ કીધોછે, એમ તેઓ પોતાના મોંઢેથી પોકાર મારેછે, અને તેઓ દોજખમાં જશે એમ ખાતરીથી કહેછે. આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે માંસાહારની રજા અશો જરથોસ્તની નહિ પણ બીજા ધર્મ ગુરૂઓની આપેલી છે.

જો માંસ ખાવાનું ફરમાન અશો જરથોસ્તનું હોત તો આ નીચેના દિવસોમાં માંસ ખાવાનું પારસીઓ શા માટે બંધ કરત?

દર મહીનાના હમકારા ઇયાને **બહમન, મોહોર, ગોશ અને રામ,** એ ચાર દિવસોમાં અને કોઇ તો આખો **બહમન મહીનો** માંસ ખાતા નથી અને **બહમન મહીનાના જસણના દિવસે** તો માંસ ખવાય જ નહિ. કોઇ માણસ ગુજરે તો તેના કુટુંબ ( અથવા ખેશીઓ )થી **ત્રણ દહાડા** માંસ ખવાય જ નહિ.

જો જરથોસ્તી ધર્મનું માંસ ખાવાનું ફરમાન હોત તો ઉપરના થોડા દિવસોમાં માંસ ખાવાને શી હરકત હતી? એટલા દિવસોમાં બંધ કરવાનું કારણ એમ સમજાયછે કે અસલના પારસીઓએ તે કામ કરવામાં પાપ માનેલું હોવાથી એ પવિત્ર દિવસોમાં એ નાપાક અને પાપી કામ ન કરવું અને થોડે થોડે એ રીવાજ કમી કરવા માટે એવું કરેલું છે. મરનારની પાછળ પણ તેના પુણ્યની ખાતર ત્રણ દિવસ બંધ કરેલું છે. આ પ્રમાણે થોડા દિવસોમાં તેમ કરવાથી પુણ્ય થાયછે તો તદ્દન માંસ ખાવાનું છોડી દેવાથી કેટલું પુણ્ય થાય તેનો દાના વાંચનારાઓએ વિચાર કરવો.

ઉપરની હકીકતથી સિદ્ધ થાયછે કે પારસી ધર્મ શાસ્ત્રોમાં માંસ ખાવાની સખત મનાઇ કરેલી છે અને માંસ ખાવાનું ફરમાન અવસ્તામાં મળી આવેછે તે અશો જરથોસ્તનું નહિ પણ બીજા ધર્મગુરૂઓનું લખેલું છે. વળી આ બાબતને વધારે પુષ્ટી આપવા સારૂ મી૦ બેરામજી દીનશાજી પાંડે કૃત 'પકવાન પોથી'માંથી નીચેની બીના ટાંકીએ છીએ:—

**પારસીઓ અસલ કયો ખોરાક ખાતા હતા ?**

**ગયો મરદ, શિયામક, હોષંગ, તેહ મુરસ** તથા **જમશેદ** તેમ જ **ફરેદુન, મીનોચહેર, કેખુશરૂ** બાદશાહ અને જેઓ દીનની રાહે ચાલી આ દુનિયાના યઝત કહેવાતા હતા, તેઓ નજીસ ( ખરાબ ) માંસના ખોરાકને હરામ ગણતા, અને નિર્દોષ પશુને હલાલ નહિ કરતા. તેમની સખત ઇબાઝત તથા પવિત્રાઇને લીધે તેમની અગાડી ફાંડી ખાનારાં જંગલી જાનવરો નિર્દોષ પશુ સમાન હતાં. જ્યારે **ઝોહાકે** ઇરાન પર ચઢાંઇ કરીને રાજ્ય લીધું, ત્યારે તેણે આ દીપી નીકળતી ખૂબી આંજી દેઇ તેને અંધકારમાં નાખવાને લોકોને માંસ ખાવાનું શીખવ્યું. આ પછી માંસ ખાવાનો રીવાજ ફેલાયો. પણ કેટલાએક ઉંચી પંક્તિના પુરૂષો અથવા ધર્મના ઉપાધ્યાઓ ( હિંદુઓમાં હોયછે તેવા ) માત્ર દૂધ અને ભાજીપાલા ઉપર ગુજરાન કરતા હતા એવું દીસે છે.

**મીનોચહેર** તથા **કેખુશરૂ** બાદશાહ ખોદા સનાશીને રાહે ચાલ્યા પછી **જરથોસ્ત પેગંબર** પેદા થયા. એ વખતમાં જેઓ ખોદા સનાશીને રાહે ચાલતા તેઓ માંસ નહિ ખાતા.

ગાથાના પવિત્ર કલામો જે જરથોસ્ત અને તેની

અગાડીના હોષંગ જેવા પરહેજગારોના છે, તેમાં પશુઓને જબેહ કરી તેઓને ખાવાનું મુદ્દલ ફરમાન નજરે પડતું નથી. (જુઓ જરથોસ્તી ભેદની પ્રથમ કુંચી) જરથોસ્તના જ વખતમાં ગુસ્તાસ્પ બાદશાહના છોકરા અસ્પન્દયારનો છોકરો **બહુમન** પરહેજગારીની રાહે ચાલતો હતો. તે અન્ન, ફળ, શાક સિવાય કાંઈપણ ખાતો નહિ.

જેમ **પેશદાદયાન** તથા **કેઆન્યાન** બાદશાહો પરહેજગારીના સંબંધે માંસ નહિં ખાતા, તે જ પ્રમાણે **સાસાન્યન** બાદશાહો પણ પરહેજગાર હતા. ઇરાની પરહેજ ગારોની બુઝરગી (ઘડપણ) દેખી **ઝીનો, ડાયોજીનીસ, પીથાગોરસ, પ્લેટો, પ્લુટાર્ક, પ્લુટસ, પ્રોકલસ, એમ્પીડોકલીજ, સોસ્યન, કિવન્ટસસેક્ષટસ, એપોલોનિયસટાયન્સ, પોરફીરી** તથા બીજા યુનાની હકીમો માંસનો ખોરાક કદી ખાતા નહિ.

મહા જંદ સાથ નાશ પામેલી કદીમ(અસલી) ઇરાનીઓની ફીલસુફી (તત્વજ્ઞાન) માટે **મોહસાનફાની** નામે પ્રસિદ્ધ ગ્રંથકાર જણાવેછે કે;—'બીજી બાબતોમાં તેમ જ નિર્દોષ પશુઓનો નાશ થતો અટકાવવામાં તે ફીલસુફી **દસાતીર**ને મળતી હતી, અને **દસાતીર** તેના વાંચનારાઓને **લોહીથી મોઢું ખરડવાને સખત મનાઇ કરેછે.**" એ બીના સર્વને જાણીતી છે.

**સારે સતાને ચાર ચમન** નામની ચોપડીમાં ઇતિહાસને લગતી એક બીના લખીછે કે;—"શેહેનશાહ શાહપુર બીન અરદેશીર, જ્યારે પોતાની રાજધાની 'એસ્તેખરે ફારસ' માંથી 'ખોરાસાન' લેઇ ગયો, ત્યારે 'ખીજન' નામના એક આરબ સરદારે ઇરાની સરહદ પર હુમલો કીધો, શાહપુર તેની સામે લડવા ગયો, પણ તે સ-

રદારમાં સામા થવાની શક્તિ નહિ હોવાથી એક મજબૂત કિલ્લામાં ભરાઇ બેઠા શાહપુરને આ કિલ્લો ઘેરી લેવાની ફરજ પડી. તે ઘેરો ચાર વર્ષ સૂધી ચાલ્યો. એ પ્રસંગે **બીજનની નઝીરે** નામની એક સુંદર છોકરી શાહપુર પર આશક પડી. (મોહીત થઇ) ત્યારબાદ તેના દગાથી તે કિલ્લો શાહપુરને હાથ આવ્યો, અને તે છોકરી શાહપુર સાથ તેના મહેલમાં આવી. એક દિવસ તેના બિછાનામાં બારીક કાંકરી હોવાથી તેને આખી રાત ઉંઘ આવી નહિ. આ વાત બાદશાહના કાને પડવાથી તે બાઇને બોલાવીને પુછ્યું કે–"તારે ઘેર તું શું ખાતી હતી કે આટલી બધી નાજુક બની છે?" બાઇએ ઉત્તર વાળ્યો કે–"મારો ખોરાક પશુઓનાં હાડકાંની ગુર, અને પીવા માટે સાકરનું શરબત હતું." શાહપુરે કહ્યુંકે–" જ્યારે મારા ધર્મમાં માંસ ખાવાનું તથા પશુઓને મારવાનું જ હરામ છે, ત્યારે તને ગુર ક્યાંથી આપું?" એમ કહી તેને દૂર કીધી." મતલબ કે આવી ખૂબસુરત સ્ત્રી પણ શાહપુરે પોતાના ધર્મમાં માંસ ખાવાની તથા પશુઓને મારવાની મનાઇ કીધેલી હોવાથી તજી દીધી હતી.

**કુટ્સ એન્ડ ફેરીનેશી**આ નામના ઇંગ્રેજી પુસ્તકમાં લખ્યુંછે કેઃ—"પારસીઓના કદીમ (અસલી) ધર્મ ગુરૂઓ પોતાનો ખોરાક હમેશાં ફળ ફળાદિનો જ રાખતા હતા."

**પ્લેની** નામનો પ્રખ્યાત રૂમી ફીલસુફ (તત્વજ્ઞાની) જે ઇશુની પહેલી સદીમાં થઇ ગયોછે, તેણે પોતાના અગીયારમા પુસ્તકમાં લખી જણાવ્યુંછે કેઃ—' જરથોસ્ત, અલબરૂજ પહાડની ગુફામાં ખોદાતાલાની બંદગી અને મોનાજાતને સારૂ વીસ વરસ સૂધી ગુંથાયેલો હતો અને પોતાનું ગુજરાન માત્ર પનીર (દૂધનો ખોરાક) ખાઇને કરતો હતો." આ બીનાથી જણાયછે કે **અશોજરથોસ્ત** ફક્ત

દૂધની બનાવટનો જ ખોરાક લેતા હતા.

ઇરાન દેશનો પ્રખ્યાત મુસાફર **સરજોન માલકમ** પોતાના પુસ્તકના સાતમા બાબમાં અશો જરથોસ્તનું 'રૂહ' અવલમાં કેમ પેદા થયું તે વિષે એક ગ્રંથકારનો દાખલો ટાંકી લખે છે કે:—"મેં ડાહ્યા અને પરહેજગાર મોબેદ (પારસીઓના મુલ્લાં) **શરોશથી** સાંભળેલુંછે કે **જરથોસ્તના બાપ** પાસે એક ગાય હતી, તે ઝાડો ઉપરથી ખરી પડેલાં પાંદડાં સિવાય બીજું કાંઇ પણ ખાતી નહિ. જે દૂધ આ ગાય આપતી હતી તે જરથોસ્તનો બાપ પોતાના સઘળા ખોરાક તરીકે લેતો હતો." આ બીનાથી સાબિત થાયછે કે **અશોજરથોસ્તના પિતા** પણ દૂધના જ ભોગી હતા.

જે નેક રાહ (રસ્તો) **જમશેદે** પોતાના પંથી સિવાય તમામ સંસારી આલમને બતાવ્યો, જહાનમાંથી બદ રાહે વળગતાં દુઃખ દરદ મટાડયાં, લોકોનું આયુષ્ય વધાર્યું અને આબાદી પણ વધારી; તે રાહ, **ઝોહાક** કે જે પુરાનમાં મોટો સીતારેહ-પરસ્ત સાલેક હતો, તેણે અદેખાઇને લીધે તે ખોટો છે એમ લોકોને સમજાવ્યું અને ઉલટું કરવાને શીખવ્યું. બદ રાહે મન તરત વળેછે, તેમ માંસનો મલીન ખોરાક ખાવાનું લોકોને તેણે ફરમાવ્યું ને તેઓને ફાવતું આવ્યું, અને ત્યારથી એ રીવાજ ચાલુ થયોછે.

---

## (૪) ख्रिस्ति धर्मशास्त्रोनां प्रमाणो अने मख्यात कविओ तथा डॉक्टरोना अभिप्राय.

---

### (૧) બાઇબલ-પ્રકરણ ૨૦ મું. (ઇક્ષોડસ.)

Thou shalt not kill.

(Advice to Moses)

અર્થઃ—તું હત્યા કરતો ના.(મોઝીસને આપેલી શીખામણ.)

(૨) બાઈબલ-પ્રકરણ ૨૨ મું.

And ye shall be holy men unto me;
Neither shall ye eat any flesh that is torn of
beasts in the fields.

અર્થઃ—અને તું મારી તરફ પવિત્ર રહેજે; વગડાનાં પશુને મારી તેનું કોઈ પણ જાતનું માંસ ખાતો નહિ.

(૩) બાઈબલના પહેલા જેનીસીસમાં લખ્યું છે કેઃ—

(The primitive injunction of God to man at the Creation was:-)

"Behold, I have given you every herb bearing seed, which is upon the face of all the earth, and every tree in the which is the fruit of a tree yielding seed; to you it shall be for meat"—(Gen 1,29)

અર્થઃ—પૃથ્વી ઉપર જે ભાજીપાલો તથા ફળ તને મેં આપ્યાં છે તેનો તું ખોરાક તરીકે ઉપયોગ કરજે.

(૪) હુસીયા (HOSIA) અધ્યાય ૮ આયત ૧૫.

And when ye spread forth your hands, I will hide mine eyes from you. Yes, when ye make many prayers, I will not hear. Your hands are full of blood

અર્થઃ—જ્યારે તમે તમારા હાથ (વિનતિ માટે) ઉંચા કરશો ત્યારે હું (ઇશ્વર) મારી આંખો તમારા તરફથી બીજી તરફ ફેરવીશ અને તમે વિનતિ પર વિનતિ કરશો તો પણ હું ધ્યાન નહિ આપું કારણ કે તમારા હાથ પ્રાણીને મારવાથી લોહી ખરડાયું છે.

---

## प्रख्यात कविओना अभिप्राय.

(૧) બર્ન્સ કવિઃ—એક દિવસ તેના ખેતરમાં હળ ખેડતો હતો તે વખતે જમીનમાં ખોદેલું એક ગરીબ ઉંદરડીનું દર

હળની અણીથી ઉખડી ગયું; તેમાંથી ભય અને શોકથી તરફડતી ઉંદરડીએ નીકળીને નાસવા માંડયું તે જોઇ દયા અને ઉમળકાથી ઉભરાઇ જતા હૃદયે કવિ ઉંદરડી પ્રત્યે કહેછે કે:—

Wee, sleekit, cowrin, tim'rous beastie
O, what a panic's in thy beastie!
Thou need na start awa sae hasty,
Wi' bickering brattle!
I wad be laith to rin an' chase thee,
Wi' murdering pattle!
I am truly sorry man's dominion
Has broken nature's social union; * * *
( Burn's poem to a mouse )

**ભાવાર્થ:**—અરે! ગરીબ બીકણ પ્રાણી, તારી છાતી આટલીબધી શા માટે ધડકે છે અને તું આટલી બધી ત્વરાથી શા માટે નાસવા માંડેછે? શું તું એમ ધારે છે કે હું હળની અણીથી તારો અંત આણી શીકાર કરીશ? એમ કોઇ દિવસ ધારીશ નહિ—હું ઘણો દીલગીર છું કે માણસો કુદરતનો પરસ્પરનો સ્નેહ તોડી નાખે છે.

(૨) **વર્ડસ્વર્થ કવિ.** ( Wordsworth. ) લખે છે:—

Don't mingle thy pleasure or thy joy
With the sorrow of the meanest thing that feels.
"Pleasures of life"

**અર્થ:**—હે ભાઇ! એવી કોઇ પણ વાતમાં ખુશાલી કે આનંદ માનીશ નહિ, કે જેથી લાગણી ધરાવતી કોઇપણ વસ્તુને દુ:ખ પડે.

(૩) **શેલી કવિ લખે છે:**—

There is no disease, physical or mental, which the adoption of a vegetable diet and pure water has not infallibly mitigated wherever the experiment has been fairly tried.

Debility is gradually converted into strength; Disease into healthfulness; madness in all its hideous variety, from the ravings of the fettered maniac to the unaccountable irritationalities of ill temper, that make a hell of domestic life, into a calm and considerate evenness of temper......By all that is sacred in our hopes for the human race I conjure those who love happiness and truth to give a fair trial to the vegetable system. Resoning is surely superfluous on a subject whose merits an experiance of six months would set for ever at rest * * * It is only by softening and disguising dead flesh by culinary preparation that it is rendered susceptible of mastication or digestion and the sight of its bloody juice, and raw horror does not excite loathing and disgust. SHELLY.

**ભાવાર્થઃ**—એવું એકે શારીરિક અથવા માનસિક દરદ નથી કે જે વનસ્પતિ ખોરાક અને સ્વચ્છ પાણી વાપરવાનો પ્રયોગ બરાબર રીતે કરવાથી જરૂર કમી થાય નહિ. આ પ્રયોગથી ધીમે ધીમે શરીરની મંદતાની જગાએ બળ, દરદની જગાએ તંદુરસ્તી, અને ગાંડા માણસના બકવાટ અને મૂર્ખામી ભરેલાં કૃત્યોને બદલે શાન્ત સ્વભાવ અને ડાહાપણ આવેછે. જેઓ સુખની આશા રાખેછે તેમને હું આગ્રહ પૂર્વક આ પ્રયોગ અજમાવવા ભલામણ કરૂંછું. માત્ર ૭ માસના અનુભવ ઉપરથી ખરી કિંમત જણાય એવા આ વિષયની તરફેણમાં એક નહિ પણ અનેક કારણો છે. માંસ ખોરાકનું હજારો બનાવટી રીતે રૂપ બદલે છે ત્યારે જ તેના સામું જોઇ શકાયછે અને ત્યારે જ તે કાંઇક પચી શકેછે. નહિ તો એકલું માંસ જોવાથી બહુ ચિતરી ચડેછે અને કંટાળો ઉત્પન્ન થાયછે, તથા તે પચી પણ શકતું નથી.

(૪) હાલના મહાન કવિ Robert Buchanan એ તેની પ્રખ્યાત " ધી શૅડો ઑફ ધી સૉર્ડ " નામની નવલ કથામાં લખ્યું છે કેઃ—

"Pitiful—even mo:e pitiful than the pains of human beings whose lips can speak-are the fatal pangs af poor beasts that the good God made dumb. By an instinct diviner than our reason they know and fear the approach of death, and sometimes they seem to love life well-so w ll they dare not die. Shall we weep by mortal death-bed, and keep dry eyes by these? Or shall we not rather deem that the shadow that darkens our hearts is terrible to theirs and that the ble.sing we ask upon our last sleep should be spoken on theirs as well, with the same hope of awakening, with the same poor gleam of comfort, with the same faith born of despair in the presence of that great darkeness we can not understand."

## ભાવાર્થ.

ભલા ભગવાને જે પામર પશુને મુંગાં બનાવ્યાં છે, તેમની ભયંકર વેદનાઓ, બોલવાની શક્તિ ધરાવનાર મનુષ્ય–પ્રાણી કરતાં ઘણી દયાજનક છે. આપણી તર્કશક્તિ કરતાં વિશેષ પવિત્ર એવી તેમની લાગણીથી તેઓ મરણનું આવાગમન જાણી શકેછે, અને તેથી બીહેછે. અને કેટલીક વખત તો તેમની જીંદગી તેમને એટલી બધી પ્રિય હોય છે કે પ્રાણ અને દેહ બહુ મુશીબતે જૂદાં પડેછે, શું આપણે મનુષ્યના મરણ–બિછાના પાસે બેસી આંસુ પાડીશું અને પશુને મરતાં, કોરી આંખે જોઈ રહીશું? જે (મોતની) છાયા આપણા અંતઃકરણને ગમગીન કરેછે તે જ છાયા તેમના અંતઃકરણને ભયભિત બનાવેછે. જે અંધકારને આપણે સમજી શકતા નથી તે અંધકાર સમયે, નિરાશામાંથી જન્મ પામેલી, એક જ જાતના ભક્તિ–ભાવથી, તે જ જાતના દિલાસાના કિરણથી અને તે જ જાતની જાગૃત થવાની

**આશાથી, આપણી** છેલ્લી ઉંઘ ઉપર જે આશિર્વાદ આપણે માગીએ છીએ તે જ આશિર્વાદની **તેમની** છેલ્લી ઉંઘ વખતે તેમને પણ જરૂર છે એવું શું આપણે નહિ વિચારીશું?

---

## प्रख्यात डॉक्टरोना अभिप्राय.

T. L. NICHOLS. M. D:—

"Fruit and farinacea are the natural, and therefore the most healthy food for man. They are best fitted to sustain him in vigour of body and mind. They preserve him in health, and enable him to recover from disease. They contain all the elements he requires in the best proportions and in the best condition. A vegetarian diet is pre-eminently the diet of beauty, energy, activity and enjoyment. It is the best at all ages, in all conditions, in all employments. It is the best for the labourer as for the philosopher, the artist, the professional man, or the man of the world. A flesh diet is exciting, feverish, inflammatory, as well as impure, and often poisonous. Flesh eaters are especially subject to inflammatory diseases particulary fevers and dysentry. Flesh eating giving us an unnatural excited life, leads to sensualitv; sensuality brings exhaustion, exhaustion demands stimulation; and and so the work of destruction goes on."

અર્થ:

ફળ અને અનાજ એ માણસનો કુદરતી અને તન્દુરસ્ત ખોરાક છે. માનસિક અને શારીરિક બળ સાચવી રાખનારા પદાર્થોમાં તે શ્રેષ્ટ છે. તે માણસને તન્દુરસ્ત રાખેછે અને દરદમાંથી મુક્ત કરેછે. માણસના ખોરાકમાં જોઈતા સઘળા તત્વો પુષ્કળ જથ્થામાં તેમાં રહેલાછે. વનસ્પતિ ખોરાકથી સૌંદર્ય, કૌવત, ચપળતા અને આનંદ મળેછે. દરેક ધંધાદારીના માટે, દરેક દેશમાં અને દરેક વયનાં માણસના

માટે શ્રેષ્ઠ ખોરાક છે મજૂર તેમ જ તત્વજ્ઞાની અને કારીગર તેમ જ ધંધાદારીના માટે તે અદ્વિતિય ખોરાક છે. પ્રાણી ખોરાક લાગણી ઉશ્કેરનાર, દુષ્ટ વિકાર ઉત્પન્ન કરનાર અને ગંદો તથા ઘણી વખત ઝેરી હોયછે. માંસાહારી લોકોને તાવ, મરડો વગેરે રોગો વારંવાર થાયછે. પ્રાણી ખોરાક વિકાર ઉત્પન્ન કરેછે તેથી તે ખાનાર વિષયલુબ્ધ અને દુરાચરણી બનેછે. વળી વિષયલુબ્ધ લોકો જલદીથી કૌવતહીન થઇ જવાથી તેઓને કૃત્રિમ જુસ્સાની જરૂર પડેછે. અને આવી રીતે તેઓ વિનાશની નજદીક આવતા જાયછે.

JOHN COWAN. M. D:—

"This system of vegetarianism and two meals a day is one of the great reforms of the a e...Next to licentiousness, gluttony is the great crying evil of the day, and in no way can it be so well avoided as by adopting the system of a vegetarian diet and two meals aday."

અર્થ.

વનસ્પતિ ખોરાક ખાવો અને દહાડામાં બે વખત જ ખાવું એ આ સૈકામાં થયેલા સુધારામાંનો મોટામાં મોટો સુધારો છે. × × × × × × × × હાલના વખતમાં વ્યભિચાર કરતાં ઉતરતો જબરો દુર્ગુણ અકરાંતીઆપણું છે. અને આ દુર્ગુણ, ઉપર કહેલા ઉપાય ( એટલે વનસ્પતિ ખોરાક અને દહાડામાં બે વખત ખાવું ) સિવાય બીજી કોઇ રીતે ટળી શકે તેમ નથી.



# અમારાં રચેલાં બીજાં પુસ્તકો.

(૧) **ગૂ. શબ્દાર્થ કોશ**—'નર્મ કોશ'માં નહિ આવેલા શબ્દોના અર્થ. બંને કેળવણીખાતાંએ ઇનામ તથા લાઇબ્રેરી સારૂ મંજૂર કર્યાછે. **આવૃત્તિ બીજી.** કીમત છ **આના.**

(૨) **સદુપદેશમાળા**—નીતિની રસીલી વાતોનો સંગ્રહ. **આવૃત્તિ બીજી.** કીમત **આઠ આના.**

(૩) **શ્રાવકની આલોયણા**—કીમત **બે આના.** સુધારા વધારા સાથે બાળબોધ લિપિમાં બીજી આવૃત્તિ છ-પાવવાની છે. કીમત **ત્રણ આના.**

(૪) **બાર વ્રત**—કી. **બે આના.** સો પ્રતના રૂ. ૮)

(૫) **જૈન સિદ્ધાંત સાર**—અમોએ સૂત્રોના સાર ગુજ-રાતી ભાષામાં માત્ર પાઠ ઉપર આધાર રાખીને અને ઘણી પ્રતો મેળવીને લખવા શરૂ કર્યા છે. જેમાંના **શ્રી ઉપા-સક, દસવૈકાલિક, નિરિયાવલિકા** અને **અંતગઢ** એ ચાર તો સંપૂર્ણ થઇ ગયા છે અને શ્રી **જ્ઞાતાજીનો સાર** હજુ લખાય છે. એ સાર અમારા 'જૈન હિતેચ્છુ' માસિક-માં છપાય છે, જેમાંથી પાનાં જૂદાં કાઢીને દર વરસે એક ઇલાયદું પુસ્તક બાંધી શકાય એવી ગોઠવણ કરેલી હોવા-થી અમોએ ઉપરનાં ચાર સૂત્રોનાં જૂદાં પુસ્તકો બંધાવ્યાં હતાં તેમાંથી પ્રથમનાં બે સીલીકે નથી. બાકીનાં બેની કીમત દરેકના ત્રણ **આના.** આ પાંચ સૂત્રોનું ભેગું પુસ્તક બાળબોધ લિપિમાં પૂરતાં ગ્રાહકો મળવાથી છપાવવા વિ-ચાર છે. કીમત રૂ. ૧–૮–૦

(૬) **જૈન કોષ**—જૈનોમાં વપરાતા શબ્દોના અર્થ વિ-સ્તારથી લખવા શરૂ કર્યા છે. પાંચ હજાર શબ્દો લખાઇ ચૂકયાછે. કીમત રૂ ૧) કોઇ વિદ્વાન શ્રાવક અગર સાધુજી એવા શબ્દો અર્થ સહિત લખી મોકલાવશે તો ઉપકાર થશે.

**મો. મ. શાહ.**